બુધિ બહુ ગુણના દરિયા **વ્યાખ્યાને** અમ દીલ ઠરીઆ હો, પૂ૦
વાખ્યાન પધ્ધત નિત્ય થાય, બહુ ભાસા મંગલ ગવાય હો **પૂ૦** ૨
શ્રી**સુદર્શના-ચરિત્ર** તે ગ્રંથ, સાંભલતા હોઈ સીવ-પંથ હો, પૂ૦
**તુમ આજ્ઞા**ના અમે સંગી, બીજા અમે જાણુ કુસંગી હો. **પૂ૦** ૩
**વાચકજી** અમ મન ભાયા, તિણે **જિન-મત** ઘણું સોહાવ્યા રે પૂ૦
**ગીતારથ** જેહવા જોઈઈ, **વીરક્ષેત્ર**મે તેહવા સોહિઈ હો. પૂ૦ ૪
સર્વ સાધુને **વંદના** કેહેની, સાહબ પણ અવસર લેહેવી રે,
કવીજન કહે **અરજ** સુણીજ્યો, ધ્યાન અવસરે સ્મૃતિ કરજ્યો રે પૂ૦ ૫
ઇતિ શ્રીતત્ત્વ"

## જૈનાચાર્યનું સ્વાગત. વડોદરાનાં દશ્યો

વિ સં. ૧૮૫૧મા **પાટણ**મા ચોમાસુ પૂર્ણ કરી વિહાર કરે, તે પહેલા તપાગચ્છ-**સાગરગચ્છ**ના પુણ્યસાગરસૂરિના પટ્ટધર પૂજ્ય શ્રી**ઉદય-સાગરસૂરિ** તરફ **વડોદરા**ના **સાગરગચ્છ**ના સંઘ (જેમા ગાંધી-**સંઘવી ગોપાલ**ચંદ ગલાલચંદ, સંઘવી **નરસીદાસ**, સંઘવી **દયાલચંદ**, સંઘવી **ભગવાનદાસ** વિગેરે શ્રાવકો અને શ્રાવિકાઓના નામો તથા સહીઓ છે) વિ. સં ૧૮૫૨ના માર્ગ શુ ૧ મોકલાવેલ પાંચ પાંચ લિટી લાલ શાહીથી અને પાંચ પાંચ લિટી કાળી શાહીથી લખાયેલ મનોહર ચિત્રાંકિત એ વિજ્ઞપ્તિ-લેખમા આલેખેલા તત્કાલીન **વડોદરા**ના વિવિધ દશ્યોના ચિત્રો અહિં દર્શાવી શકાય તેમ ન હોવાથી માત્ર તેના સૂચનથી સંતોષ માનીશું-પ્રારંભમા બે બાજુ મોર, વચ્ચે કમલોનુ દશ્ય, મંગલકલશ, વાદ્ય, ગીત અને નૃત્ય કરતી નર્તિકા (નાચનારી)ઓના ૩ દશ્યો, ૮ મંગલો, ૧૪ સ્વપ્નો, હવેલી (મહાલય)મા સૂતેલા શ્રીમતી **રામબાઇ** (ગચ્છનાયકની માતા!)ને ધાવવા ઉત્સુકતાથી પ્રયત્ન કરતો બાળક, તથા માતાને પંખો નાખતી અને પગ-ચંપી કરતી દાસીઓ, મહાલયમા ગાદી-તકીએ બિરાજેલ શ્રીમાન (ગચ્છનાયકના પિતા **ઓસવાલ** શાહ ગુમાનચંદ) પાછળ મોરચ્છધર સેવક અને આગળ જોષી, સ્વપ્ન-પાઠક તથા ચોપદાર, જૈનચૈત્ય મંદિર, બે બાજુ ચામરધરો સાથે શ્રી**પાર્શ્વ**નાથ, ઉપાશ્રયમા ઉપદેશ કરતા, આસન પર બિરાજેલા, સોનેરી કિનારવાળા શ્વેત અંબરમા સજ્જ થયેલ શ્રીપૂજ્ય, જેની પાછળ ૧ ચામરધર

અને યતિ–શિષ્યમંડળ, આગળ નમ્રતાથી હાથ જોડી ઉપદેશ સાંભળતા શ્રાવકો તથા બાજોઠ પર સ્વસ્તિક કરતી મુખ્ય શ્રીમતી સુશ્રાવિકા તથા અન્ય શ્રાવિકાઓ, આશીર્વાદ ઉપદેશ આપતી પ્રવર્તિની મુખ્ય સાધ્વી, શિષ્યા સાથે, આગળ સુંદર વસ્ત્રો અને આભૂષણોથી સજ્જ થઈ હાથ જોડી બેઠેલી શ્રાવિકાઓ, **વડોદરા**-ની ઉપર્યુક્ત ગઝલમાં કરેલા વર્ણન પ્રમાણે **વડોદરા** નગરના રાજમાર્ગના, બજારનાં, **માંડવા**, ભદ્ર વિગેરે ભાગોના તથા સ્વાગત–સામૈયાના વિવિધ દશ્યો–દર્શનીય ચિત્રો જોવામા આવે છે એક બાજુ સોનું ગાળતો સોની, કાપડના વેપારી તોળતો દુકાનદાર, રેશમના કંદોરા બનાવનાર, હુક્કો પીતી ગણિકા, ધ્વજાઓ, અને બાગ સાથે બંગલામા દાણના અધિકારી (?) સામે હાથ જોડી રહેલા શ્રીમાન્ શેઠ, પાછળ છડીદાર **ફતેસિંહ**ની હવેલી, રાજકુમાર, નિર્ભય બેઠેલ બકરા, મહારાજા **ગાયકવાડ** (?), સરાફી, નાણાવટી પાસેથી રૂ. લેતા ગૃહસ્થ, હવેલી–બંગલામા બેસીને તથા ઊભા રહીને વાત કરતા ગૃહસ્થ, દુકાનદાર, કાપડ ખરીદવા આવેલી મહિલા, પટવા, લહેરિયાવાળા વેપારી, બંગલામા રહેતી મહિલા, અધિકારી ગૃહસ્થ, શ્રી**પાર્શ્વ**નાથ[દાદા]આગળ દીપક, શ્રીકૃષ્ણ–મંદિર (**નરસિંહજી**) આગળ પૂજારી બીજી બાજુ કરિયાણાનો વેપારી, મસ્જિદમા કુરાન પઢતા મોલવી, વ્યસની માણસો, દારૂની દુકાન. છડીદાર સાથે વાત કરતા શ્રીમતી, પાણીના ઘડો માથે મૂકી લઈ જતી સુંદરી, તેલ–અત્તરવાલા, બંદૂકધારી ટોપીવાલા ગોરા સોલ્જરો, ઝરૂખામાથી જોઈ રહેલ મહારાજ (?), પાટા પર પખાલ નાખી લઈ જતો પખાલી, ધંધાદારી–વેપારીઓ આગળ ખરીદનારા, જૈનમંદિર–મૂર્તિ વચ્ચે સામૈયાનું દશ્ય–શણગારેલ હાથી, ઉપર અંકુશધારી મહાવત, છડીદાર, ચોપદાર, ભાટ, હવેલી, સુંદરી, આરતી કરતો ચારણ, દરવાજા પર ભાલાવાળો, હાથી પર બેઠેલ ઝંડાવાળો, ઘોડેસ્વાર ઘોડો દોરી જનાર, ધ્વજ–પતાકા (ઝરી–પટકા)વાળા, છડીદાર, નિશાનદાર, ટોપીવાળા, વાજાવાળા, શણગારેલા હાથીની અંબાડીમા **શ્રીમંત મહારાજા ગાયકવાડની** સ્વારી. પાછળ ચામરધર તથા આગળ ડાબા હાથમા અંકુશ નાખી જમણા હાથે ચામર ઢોળતા મહાવત, આગળ છડીદાર, તથા બંદૂકધારી લશ્કરી પલટન આબદાગિરિ, પાલખીનું માન પામેલા તથા ઘોડેસ્વાર માનવંતા સજ્જનો, સજ્જ ઘોડા, સરોવર, પનઘટ પરથી પાણીના ઘડા ભરી લઈ જતી સુંદરી પછી

ભરતો માણસ, વૃક્ષો, મંદિરો, દેરીઓ વગેરેના દશ્યો, ગણગારેલા હાથી પર મહાવત પાછળ કેસરિયા ઝંડાધારી, છડીદાર, ઘોડા પર લાલ ઝંડાધારી, નોબતવાળા ઘોડેસ્વાર, મૃદંગ, ડંકા, કાસીજોટ શરણાઇ બજાવતા વાજાવાળા, પૂજાના ( ખાસા ) ઘોડાને દોરી જતા સેવકો, ઢોલક, કાસીવાળા સાથે સૂરિના સામૈયામા જતા જૈન આગેવાન શ્રાવકો, માન-સન્માનપૂર્વક સ્વાગત કરી **વડોદરામા** પ્રવેશ કરાવાતા **શ્રીપૂજ્ય**( સોનેરી કિનારવાળા શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલ ), જેની પાછળ ચામર ધરનાર અને શ્રીપૂજ્ય ઉપર ધરી રાખેલી દુપટ્ટાની ચાદનીના છેડાઓ લઈ ચાલતા સદ્ગૃહસ્થો, પાછળ યતિ-મંડલ, શ્રાવિકા-મહિલામંડલ, રથમા બેઠેલ ગૃહસ્થ, દંડધારી, પાછળ ઊંટ પર નોબતવાળો, વ્યવસ્થાપક, પાદુકાને વંદન કરતો ભક્ત, મકાનો, વૃક્ષો વ. વ. ચિત્રો દર્શાવ્યા છે. ચિત્રો પછી મંગલાચરણ લેખપદ્ધતિ પછી **પાટણ**( ગુજરાત )નુ વર્ણન કરતા જૈન-પ્રાસાદોનો પદ્યોમા ઉલ્લેખ કર્યા પછી ત્યાના મહારાજા શ્રીમંત **ગાયકવાડ ગોવિંદરાવ**નો છંદમા ઉલ્લેખ છે

“ શ્રેણીબંધ હટ્ટા, સોહે થટ્ટા, ભરિયા મટ્ટા બહુ કીરિઆણે,
બહો ચીજા બિકતે, વીણજા કરતે, ગરજે કીરતે મન જાણેં;
રાજેસ્વર રાજે, અતિહિ છાજે **ગાયકવાલ** સીરદાર,
દેશા [ સીર દેશં અરિ ન પ્રવેશ, **જિન** ઉપદેશ અતિ કારં ] ૭

**પ્રજા-પ્રતીપાલો**, છેલ છોગાલો, રઢિઆલો, **ગોવંદરાવ** સિરે
કમઠા ભારે, જસ દરબારે, સેવક લારે, હુકમ કરે;
**ગોવંદરાય** સનુરો, ન્યાયઇ પૂરો, રુપ અનુરો, ઝૂઝાર, દેશા૦” ૮

ત્યાર પછી **ઉદયસાગરસૂરિ** ગચ્છરાજ સંબંધમા પણ ૧ થી ૧૦૮ સંખ્યાવાચી પ્રસિદ્ધ શબ્દો અને સદ્ગુણવાચક વિશેષણોદ્વારા બહુ વિસ્તારથી ગુણ સ્તુતિ કરી વિજ્ઞપ્તિ કરતા

“ અત્ર શ્રી**વટપદ્ર** નયરથી, આજ્ઞાકારી દાસ,
હુકમી સેવક **પૂજ્ય**ના, રજ-રેણુ-સકાસ

અથ શ્રી**વટપદ્ર-વીરક્ષેત્ર**વર્ણનમાહ-અથ ગજ્જલ ઉચ્યતે ” જણાવ્યા પછી પૂર્વોક્ત **ગજ્જલ** મૂકી છે.

ગઝલ

वटपद्र क्षेत्र है वीराकू, तटणी वहत हे नीराकू,
[1]फिरती गिरद दो कोशा(सा)कू, [2]क्यों रहे गनुकि होसाकू ? १

[3]आगु राव दामाजीकू, जेसा [4]न्याइ रामाजिकू,
गोला [5]नालसे सध्याकू, किल्ला तेतना वंध्याकू. २

किल्लो खूव है[6] ऊंचाकू, सि(सी)सागारसें सिंचाकू,
गाडावट्टसे चौडाकू, उंचा बुरज है [7]प्रौढाकू ३

बुरजे नालकि पात्या(ता)कू, [8]निरखत होत हे खात्या(ता)कू,
[9]वाका मान नव गज्जाकू, दूजी वहुत है सज्जाकू. ४

चारु च्यार दरवाजेकू, अलकानयर के लाजेकू,
गायकवाल(ड) सोभा(या)जीकू, गंगा मात हैं माजीकू. ५

गोवंदराव हे राजाकू, [10]ज्या(जा)का सेन है ताजाकू;
मयगल झूलते मातेकू, [11]गोपति रोन्य सोमातेकू ६

[12]नीके चरणमें तोडेकू, सुडे कमलके (डो)डेकू,
पाखर खूव झुकलाताकू, घोडा लाख ठकुराताकू. ७

पाटवी राव आनाजीकू, दूजा राव [13]कांनाजीकू,
[14]वा हे शस्त्रसे सु(श्र)राकू, न्याइ(यी) न्यायसें(में) पूराकू ८

[15]राउवा है दीवानाकू, अपनि बुधसें दानाकू,
सेवक [16]वहुत ले लारोकू, नित्ये जात [17]दरवारोंकू. ९

---

१ क. लावी गी २ क क्या है ३ क आगों ४ क. न्याय ५ क नावसें ६ क उछाकू ७ क दोडाकू ८ क. नीरखण ९ उनका १० क. उनका सेन न कहेता जार्क, ११ क महावत वा न केतातेक. १२ क नीके चरनमें तोडाकू सुके १३ क. कहानाजीक, गुर्जर प्रानम चावाक, कानुराव है बावाक. १४ क ओ तो १५ जीण दिन असवारी जावेक, सखरा शहेर सोहावेक. रावळा हैं. १६ क. वहोत हैं न्याराक, १७ क दरवारांक

केत रहे(ह)त उहा वेठक्, नाहि मिलत ए केठक्
केते वरत [1]नजरांनाक्, खावंद देत [2]फुरमानाक्. १०

शी(शि)वाराम रगीलाक्, [3]ज्याका खुब वंगि(गी)लाक्
फतेसधके वारेक्, दीनि(नी) दोलता मारेक् ११

[4]तिण दिन मान था वासेक. म(स)वया मान है तासेक्
खर(खंड)नी देसकि लावाक्, हाथि देत सरपावांक् १२

[5]सिधि(सधी) गारदि(गाडदी) वहेक्, हूकमे मोरचे अडेक्.
केकि-पंक्ति मे झाजाक्, साथे करत अव्वा(वा)जाक १३

केडि वंधि कट्टारक्, भट-भाण रेहेत अट्टाराक्,
केत ढालसे रमतेक्, पट्टा खेलते नमतेक् १४

[6]निकी हयोटे(ठे) वौं(घु)पाक्, पट्टा ग्रहत हे चु(चू)पाक.
घो(घु)पादार मदमस्ताक्, दुणा देत हे दस्ताक् १५

एसे च्यारुं दरवाजेक, वेठे गारदी छाजेक्
पोहोराय दोतरफाक्, जि(जी)नकी खुब हे कु(को)रफाक् १६

निका आठ दरवानाक्, वहे व(वो)होत जरवा(खा)नाक्
[7]जाति(ती) खलककुं खालेक्, दाणि(णी) दाणसे झालेक् १७

डनसे(डणसे) सरे तमासाक्, वरनु(वर्णु) नगरका खासाक्.
निकी पटोल्या [8]पोल्या(लां)क्, वामे(उनमे) पोलकी ओल्याक् १८

तामे साकडी सेरीक्, वामे लोक हे लहेरीक्,
मि(मी)लते कंदोरे भारी(रे)क्, रेसम(मी) वोहोत हे वारीक् १९

१ क वज० २ क परमानाक ३ क उनका वहोत ४ क तेणे दीनमान था जेसाक, सव या मान हे तेसाक; परनी देसकी लावाक, हाथी होत ५ क सधि, गाटदी वहेक ६ क निकि योडे वूपाक, पटा ७ क जाची ८ क पोलाक, उनको पोनलकी ओल्याक. मीलने

आझा(ला) खा(था)न [1]उद्धाराक्, विजयानंद मनोहाराक्,
गि(गी)तारथ है सताक्, वाका शिष्य सुविनीताक् २०
मनमोहन–प्रासादाक्, सुरति(सूरत) री(ऋ)षभ अल्हा(आह्ला)दाक्,
[2]भविया भावसे वंदेक्, भवका पाप निकंदेक् २१
शांतिनाथ(चंतामण) भगवानाक्, [3]हे वे सुगतिका थानाक्,
[4]अभयदानका दाताक्, जगकुं देत सुख–शाताक् २२
सागरगच्छका आलाक्, गुरुसे नमत हैं वालाक्,
[5]वाचक रहै चोमासाक्, करते ग्रन्थ अभ्यासाक् २३
ऐसी पोलकी(के) अग्गौंक्, मंडी दाणकी जग्गौंक्;
छापा करत हैं दाणीक्, दूसरी देत [6]सहनाणीक्. २४
कणाके(कौ)–पि(पी)ठ हे पासौंक्, कणकी [7]वोहोत है रासौंक्;
पोठ्या लात वणजा(ञ्जा)राक्, [8]कणि(ण)या करत व्यापाराक्. २५
बेठे [9]बहु(हो)त पसारीक्, मि(मी)सरी सकर सोपारीक्,
मीरच्या एलची भंजी(तज्जा)क्, फोफल(चारोली) खारका
[10]बजी(जा)क्. २६
खसखस सुंठ विर(वरी)हालीक्, पुडि(पूडी)आ देत हे वालि(वाली)क्,
ओले हाट तम्मा(मा)माक्, चिजा देत अम्मा(मा)माक् २७
अगो(ग्गौं) मांडवा नि(नी)रखेक्, देखत वार ही हरखेक्;
बेठे सराफी मौजि(मोजी)क्, नाणा परखे(ख) वं(वे)चोजीक्. २८
सकें(क्कें) नवनवे ढगौं(ग्गौं)क्, नांणावटिकै(नाणावटीके) अग्गौंक्;
बेठे बहु व्यापारीक्, हुंडी चलत हजारीक् २९

१ क उधराक, सागरगच्छन मोहाराक वाचक रहते सताक(क्), उनका सीस सुवीनि(नी)ताक(क्), २ क भा ३ क देवें मुक्तिका ४ क विजयानंदका बालाक्, साधसें नमत हैं ५ क गीतार्थे ६ क सेंहे ७ क. वोत ८ क. कणका ९ क. वहोत तपसादीक १० क वज्जाक.

સકા(क्का) ખૂબ [1]મરઅચી(-ચી)क्, હુંડયા(હૂંડા) દેત हैं
નચી(જ-ચી)क्;
જંબૂસર સુરતિ(સૂરતી) સકા(क्का)क्, [2]પરખ્યા(खा)દાર हैं
પક્કાक्. ૩૦

[3]સીહા(आ)સાહિ(ही) નહી ચે[हे]રાक्, જ્યાકે સકે(જીનકે सक्के)
સસસેરાक्,
ચલણા व(वो)હોત हैं[4] દૂજીक्, માગોવંતકી પૂંજીक्. ૩૧

પેસેં ભાવ [5]પરમાને(માણે)क्, લેતે [6]લોક ઉન ઠાને(णे)क्;
ઉહા મિલત વીદેસીक्, કાગદ પત્ર સદેસીक्. ૩૨

ગંઠી-છોડ ઉહા કેતેक्, લાળ્યા-હરામી તેતેक्;
ભંગી ભંગસે [7]માતેक्, કેફી કેફસેં [8]રાતેक्. ૩૩

વેઠે તંબોલિ(ली) ઝાજેक्, વિડે(वीडे) દેત हैं તાજેंक्;
નાગરવેલિ(ल) ચંગેરીक्, [9]ચેવલી પાન [10]ચંગેરીक् ૩૪

નીકી ખાંડી(ड)कुं વોડक्, સુખડી કરત કંદોઇक्;
મગદલ જલેબી ખાજાक्, વરફી લેત है ઝાજાक्, ૩૫

પેડા લાડુआ(ड्वा)માવाक्, ખલકા લેત है ખાવाक्,
[11]ऊચી મસ્ત(मव्य) હવેલ્યાक्, લાંબી હાટકી ઓલ્યाक् ૩૬

ગુજરીમેં વસ્ત જ મિલતિ(જે મીલતી)क्, તાकुं [12]વરનकुं(वुं) તહતिक्;
ધોતિ [13]રેસમકી કોરા(री)क्, દુપટે [14]કસબી લેહરા(री)क् ૩૭

૧ क. મરાબચીक, હૂંડા ૨ क. પરખા ૩ શી આશા હીનકી ચેરાક, જિનકે સિક્કે ૪ क. દૂજીક, માગા૦ પૂ૦ ૫ क. સાણેક ૬ क. લીક ઉન ગણેક, ગંડી છોડ ૭ क આતેક ૮ क. મેં ૯ क. ચેલકી ૧૦ क. મં...વૂરાખાડ જ ઘોદક ૧૧ क. વેવર, સકરપારેક(क्), મા(म)મરા-સેવ हैं ખારેક ૧૨ क. વર્ણવુ....તીક ૧૩ क. ધોતી રેસમી ૧૪ क વકી.

मि(मी)सरु मि(मी)सझर [1]मोहोंघाक्, रंगत वस्त्र हे [2]सोहोघाक्;
पाघौ दोरीया(आ) वि(वी)कतेक्, अदल मुं(मूं)ल ही करते(त्तें)क्. ३८

नकली वोहोत दंताराक्, [3]करते दंत-व्यापाराक्,
जोइ हाथका मापाक्, चूडा देत है छापाक्. ३९

आगो(गौं) धरत है चूडाक्, आपे ह(हृ)दयका गूढा(डा)क्;
[4]रंगे नग हूंसी हूसीआरीक्, मुखसें देत है गारीक्. ४०

[5]नि(नी)की पोल घडीआलीक्, हवेल्यां खुब मतवालीक्;
फतेसिंघकी भारीक्, गोखं गोखमें [6]वारीक् ४१

नरसिंह(सीं)राव(यह) वरघोडेक्, खलका निरखवा दोडेक्,
काति(र्तिक)-पून्यमें मेळाक्, रसीआ लेत है(हैं) खेलाक्. ४२

दीपक गाल हे उं(उं)चीक्, वा तो गगनसें पोह(पौंहो)चीक्;
दीपक-श्रेणि(ण) हे ताजि(जी)क्, वामें जोत है(हैं) झाजे(जी)क् ४३

दादा पास हे पासौक्, पूरत मनकी आसौक्,
अ(आ)गी होत नव अंगेक्, भावि(वी) स्तवत एकंगेक्. ४४

वीरचंद साहका गेहाक्, जि(जी)नसे [7]रखत हे नेहाक्,
आगम-प्रष्ण(श्न)सें कर्ताक, आणा पासकी धर्ता(रता)क्. ४५

केवल साह है(हैं) धर्मिक्, श्रोता खूब है(हैं) मर्मिक्,
सघमें वहु(बोहो)त सावासि(वासी)क, नरसिंह पोलका वासीक् ४६

हरखजी शाह [8]हन(र)रोजाक्, वंदे ऋषभजिन[9] मोजाक्;
रगत खूव [10]है जमा(ना)लाक्, मडप चोक वि(वी)सालाक् ४७

१ क मोंधाक २ क सोंधाक पाघौ. ३ क. उनका पथ हैं न्याराक, नगर-जनवासी हैं मोलाक(क्), देवें द(दां)तका गोलाक(क्) ४ क. नग रगत हैं नारीक, ५ क तीकी घडीयालीक ६ क वारीक, कार्तिक ७ क. रहत ८ क नरो जांक, ९ क ऋषभजी नमो जांक, १० क जना लाक

મેહેતા પોળકી વસ્તિ(સ્તી)ક્, [1]વાકો લોક હૈ મસ્તિ(સ્તી)ક્;
વિજયાદેવકા આલાક્, ઉંચા ગોખ હૈ [2]માલાક્. ૪૮

[3]ભદ(દ્દ)ર મારિ(રી) કમઠાના(ઠાણા)ક્, લગા "વ(વો)હોત
[4]વા(ઉહો) નાણાક્,
કિ(કી)ના રાવ માનાજિ(જી)ક્, [5]જાકિ માડણિ(ણી) તાજિ(જી)ક્ ૪૯

ગેંડા [6]વાઘ ને ચિતાક્, [7]જોત હોત હૈં મિત્તાક્,
નિકિ(કી) મોજ ઇણ સહેંરાક્, સરવર [8]વરનવું ગહેરાક્ ૫૦

સરવર ખૂબ સરસિ(સી)આક્, [9]પાજૌ બંધસે કસીઆક્;
સુરેસર દૂસરા ન્યારાક્, પાની ભરત [10]પનિ(ની)હારાક્. ૫૧

સરવર અવૂસે ભરિઆક્, માનું સાયરા દરીયાક્,
વૃંદા ચલત હે ધારાક્, માનું રસ અનુહારાક્. ૫૨

પનઘટ(ટ્ટ) પંથસે વ(વે)હેતાક્, સહી(હીં)સેં કરત સકેતાક્,
ઝુલર ઝુલરા જાતિ(તી)ક્, અપને રંગમેં માતિ(તી)ક્ ૫૩

જાતિ નારિઆ લારેક્, અપનિ(ની) બાત સમારેક્,
હસતિ(તી) હાથસેં માલિ(તાલી)ક્, દેતિ(તી) મું(મૂ)હસેં
[11]ગાલિ(લી)ક્ ૫૪

સીમાબાગ હૈં વ(બ)ડ્ડાક્, ફતેબાગ હિં(હૈં)અડ્ડાક્;
મસ્તુબાગ હે મોટાક્, [12]વાકા ઉર્દ્ધ હે કોટાક્ ૫૫

૧ ક. ઊહો કે વોત હે મસ્તીક, વી. ૨ ક મહાલાક ૩ ક ભદ્દરવારી કમઠ્ઠાણાક, ૪ ક. ઉહો ૫ ક જીનકી ૬ ક બાઘને ૭ ક જોતા જો(હો)ત હૈં ભીતાક, ૮ ક વર્ણવુ ઘ(ઘે)હેરાક્ ૯ ક મીલતે વોત હા(હો ઉહાં) રસીઆક્, ૧૦ ક. પનીહારાક. જાતિ જોરીયા ૧૧ ક ગાલીક

પનઘટ પથસે વહેતાક, સદીસેં કરત સકેતાક;
ફૂલર ઝૂલરા જાતીક, અપને રગમેં માતીક ૧૨ ક. ઉનકા ઉર્ધ્વ.

[1]सेहेतुत(र) झमरखाक्, फल पोस्त कमरखाक्,
इक्षु(क्ष) अनार अनासाक्, श्रीफल नीवू फना(णा)साक् ५६

चंपक जु(जूं)हडी अवाक्, मोगर केवडा लिंवाक्;
मरुआ मालती जाइक्, दमणा [2]गुलनेराइक् ५७

चंगले वागमें चारु(रु)क्, पग पग वेठका वारु(रु)क्;
वा(उन)में रहे(ह)त अरमानि(णी)क्, जातौ व(वो)होत
परमानि(णी)क् ५८

कांटे पासकी वस्ति(स्ती)क्, विजा(जनसा) मि(मी)लत हे
सस्ति(स्ती)क्,
वेठें सि(सी)ख कंसाराक्, पंथि करत उताराक् ५९

एसें वरन(ण) अढाराक्, क्यों(कौं) लहे नयरका पाराक् ?,
वडोदा(वडोदा)नयर नगीनाक्, पावन चरनसें करनाक्. ६०

चाहे मेह ज्युं(ज्यूं) मोराक्, चाहे चंद चकोराक्,
[त्यों] संघ सब करत अरदासाक्, आंना पूज(ज्य) !
चोमासाक्. ६१

जे(ए)सी लोकका(कि) वरन्या(आचरण्या)क्,
देख्यां वडोदा व(ब)रना(ण्या)क्.
गुंनि(नी)जन हासी न(ना) करनीक् [3]गज(ज्ज)ल दीपनें वरनीक् ६२

१ क सेहे तुत झमरखाक्, केलें अजीर २ क गुल्लेंनेराइक ३ क. गजल कवीने × × ५९

पूर[न]कीध गजल्ल(ज्जल) अवल्ल अढारसें बावन [चित्त उल्लासें],
थावर वार, मृगसीर मास, तिथि पडवें दीन, पक्ष उजा(ज्जा)सें,
उदयो उदयसागरसूरि, पुण्य(पून्य)साग[र]सूरि तणा सीस छाजें,
राज(ज्य)राजेश्वर ‚श्रीउदयसागरसूरीश्वर रग[राज]राजें.

इति श्रीगज्जल्ल(ल) समाप्तम् ॥

કલશ સવૈયા(ઓ)

પુરન કિદ્ધ ગજલ અવલ્ઠ અઢારસે બાવન ચિત ઉલાસે,
થાવર વાર, મૃગસીર માસ, તિથિ પ્રતિપદ, પક્ષ ઉજાસે;
ઉદયો ભલે થાટ ઉદયસૂરિ—પાટહ લક્ષ્મીસૂરી જિમ ભાન આકાસે,
પ્રેમે ય રત્ન સમાન વરનન સેવક દીપવિજય ઇમ ભાસે ૧

ઇતિ ગજલ [ બી. દાનસાગર મં વં નં. ૬, પત્ર ૨ ]

## વિજયલક્ષ્મીસૂરિ

ઉપર્યુક્ત **વિજયલક્ષ્મીસૂરિ**નો જન્મ વિ. સં ૧૭૯૪મા ચૈત્ર શુ. ૫મે **પાલડી(મારવાડ)**મા **પોરવાડ** વણિક્ શાહ **હેમરાજ**ને ત્યાં **આણંદબાઈ** માતાની કુક્ષિથી થયો હતો. આ **સૂરચંદ** (પૂર્વનામ)ને **તપાગચ્છ** વિજયાનંદસૂરિપક્ષના વિજય**સૌભાગ્યસૂરિ**એ **સીનોર**મા વિ સં. ૧૮૧૪ માઘ શુ ૫ શુક્રવારે દીક્ષા આપી ૫. પ્રેમવિજયને સોપ્યા હતા, અને તે જ વર્ષમા સ્વર્ગ—ગમન કરતાં પહેલા ચૈત્ર શુ. ૧૦ ગુરુવારે આચાર્યપદ આપી પોતાના ભાવી પટ્ટધર તરીકે પ્રકાશિત કરતાં '**વિજયલક્ષ્મીસૂરિ**' નામથી પ્રસિદ્ધ કર્યા હતા

તેઓ વિ. સ. ૧૮૨૦માં **સાણંદ**મા ચોમાસુ રોકાયા હતા અને તેમના આજ્ઞાકિત શિષ્ય ૫. **જિન**વિજયજી આદિનુ ચોમાસુ **ખંભાત**મા હતું, તે પૂર્ણ થવા આવતા વિ. સં ૧૮૨૧મા કા. શુ. ૫મે પંન્યાસ **જિન**વિજયજીની પ્રેરણાથી **ખં**ભાતના સઘે પોતાને ત્યા પધારવા **વિજયલક્ષ્મીસૂરિ**ને ભક્તિભાવભર્યો કલામય વિજ્ઞપ્તિલેખ **સાણંદ** મોકલાવ્યો હતો (જેનુ વિસ્તૃત વર્ણન અહિં થઈ શકે નહિ), તે ૮॥ હાથ લબાઇવાળુ ટીપણુ **સીનોર**ના જૈનજ્ઞાનભંડારમા વિદ્યમાન છે. તેમા **સાણંદ, ખં**ભાત અને સૂરિ—સ્વાગતને લગતા તથા બીજાં સારા ચિત્રો હોવા જોઈએ, પરંતુ દુર્ભાગ્યે હાલ તો મત્સ્ય, મગર, વહાણ સાથે સમુદ્રના દૃશ્યવાળું એક અર્ધું કપાયેલુ ચિત્ર બાકી રહેલુ જણાય છે ! !

પોતાની ગ્રંથ-રચનામા **સૌ**ભાગ્ય-**લ**ક્ષ્મી શબ્દ દ્વારા પોતાના ગુરુનું અને પોતાનુ નામ સૂચિત કરનાર, **વિજયસૌ**ભાગ્યસૂરિના વિનેય આ **વિજયલ**ક્ષ્મીસૂરિએ વિ. સ. ૧૮૪૩મા કા. શુ. ૫ રચેલ ૨૪ થાંભલાવાળો, વિવિધ કથામય ૩૬૦ વ્યાખ્યાનોવાળો, ૨૦,૦૦૦ શ્લોક પ્રમાણ સરળ સંસ્કૃતગદ્યમય ઉપદેશપ્રાસાદ નામનો મહાન્ ગ્રન્થ જૈન-સમાજમા સારી રીતે લોકપ્રિય થયેલ છે, મુનિરાજો તેનુ વ્યાખ્યાન વાચે છે અને શ્રોતાઓ તેનું શ્રવણ કરે છે. તેમજ તેમણે રચેલ કા. શુ ૫ જ્ઞાનપંચમીના દેવ-વંદનની વિધિ તરફ વર્તમાનમા પણ આદર જોવાય છે. તથા વિ. સં. ૧૮૪૫મા વિજયદશમીએ **ખં**ભાતમા ભાવિક શ્રાવક શ્રાવિકાઓના આગ્રહથી વિવિધ દેશીઓમા(રાગોમા) રચેલ **વી**શસ્થાનક-પદ-સ્તવન(કુસુમ)-પૂજાદ્વારા જિન-પૂજન વર્તમાનમાં પણ પ્રચલિત છે. તેમણે રચેલ **અ**ષ્ટાહ્નિકા સ્તવન (સ. ૧૮૩૪). **રો**હિણીસ્વાધ્યાય વગેરે બીજી કેટલીક કૃતિયો પણ આદર પામી છે.

વિ. સં. ૧૮૪૯મા **સી**રોહીમા ઉદયસૂરિના પટ્ટ પર તેમની સ્થાપના થઈ હતી. **ખં**ભાતમા ૧૮ અને **સૂ**રત બંદરમા અધિક ચોમાસા થયા જણાય છે તેમણે **રા**નેર, **સી**નોર, કેરવાડા, **આ**મોદ, **છાયાપુરી, ગો**ધરા, **જં**બૂસર વગેરે અનેક સ્થળોમા જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા અંજન-શલાકા કરી કતી.

આ શ્રીપૂજ્ય (**વિજયલ**ક્ષ્મીસૂરિજી) વિ. સં. ૧૮૫૨મા **હ**રજી-(**મા**રવાડ)મા ચોમાસુ રહ્યા હતા-તેમ જણાય છે. આ ચોમાસુ પૂર્ણ થયા પછી તેમનો વિહાર થાય તે પહેલા-વિ. સં. ૧૮૫૩ના માગશર શુ ૫ **રા**જનગર(**અ**હમ્મદાવાદ)ના જૈનસંઘે આગામી ચોમાસા માટે પધારવા ભક્તિ-ભરપુર સચિત્ર ગદ્ય-પદ્યભાષામા વિસ્તૃત વિજ્ઞપ્તિલેખ તેમના તરફ મોકલાવ્યો હતો. "સંવત્ **અઢાર ત્રેપનેં,** માગસિર સુદ રવીવાર; તિથિ પંચમી મુહુરત વિજય, **લેખ** લિખ્યો ધરી પ્યાર" તેમા મુખ્ય પ્રેરણા, તેમના આજ્ઞાકિત શિષ્ય

પં. **માનવિજયગણિ** વગેરેની જણાય છે; જેઓ તે ચોમાસુ વીતાવ્યા પછી પણ તે સમયમા ત્યાં વિદ્યમાન હતા.

"શ્રીજીના આદેશથી, **માનવિજય** પંન્યાસ;
જપ તપ પચ્ચખાણેં કરી, ઉત્તમ થયો **ચોમાસ**."

પ્રવર્તકજી **કાંતિવિજયજી** મુનિરાજની કૃપાથી મ્હને જોવા મળેલ ઉપર્યુક્ત બીજો ચિત્રાંકિત વિજ્ઞપ્તિલેખ, બંને બાજૂ બૉર્ડર વેલ-બૂટી વાળો, લંબાઈમાં લગભગ ૩૨ હાથ પ્રમાણનો છે. તેમા મંગલકલશ, મંગલવાદ્ય, ગીત નૃત્ય કરતી નર્તિકાઓ, ૮ મંગલો, ૧૪ સ્વપ્નોના ચિત્રો સિવાય **હરજી** ( **મારવાડ** ), **અમદાવાદ** ( **ગુજરાત** ) અને ઉપર્યુક્ત શ્રીપૂજ્ય **વિજયલક્ષ્મી**સૂરિજીના સ્વાગત-સામેયા સાથે સબંધ ધરાવતા ઘણા ચિત્રો છે માતા, ધાવમાતા, દાસીઓ, રાજમહેલ, રાજા, જ્યોતિષી, છડીદાર, હાથી, ઘોડા, વગેરેની શણગારેલી સેના, **પાર્શ્વ**નાથ જિન-મદિર, વદન કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, ઉપાશ્રયમા વ્યાખ્યાન કરતા સાધુઓ, સાધ્વીઓ, શ્રવણ કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, પશુ-પક્ષીઓના દશ્યો, રાજ-દરબાર, જૂદો જૂદો ધંધો કરતા લોકો, કાટે તોળતા, કપડા વેચતા વેપારીઓ, સોની, નર-નારીની નાડી જોતા વૈદ્ય, રંગરેજ, સીપાઈઓ, ઢાલ, તરવાર અને ભાલાવાળા પાયદળ અને ઘોડેસ્વારો, બળદ પરની પખાલમાથી પાણી આપતો પખાલી, વાઘના ચામડા પર સાધના કરતા જોગી, પાણી સિંચતી પનિહારી, મસ્જીદમા કુરાન વાંચતા મૌલવી, પલ્ટન, લશ્કર, વાજા વાળા, ધ્વજા-પતાકાવાળા, સ્વારીનો દેખાવ, શ્વેતાંબર ( સફેદ વસ્ત્રવાળા ) શ્રીપૂજ્યજીનું શિષ્ય સાથે માન-સન્માનપૂર્વક કરાતુ સ્વાગત, શ્રીપૂજ્ય ઉપર છત્રની જેમ રાખેલ વસ્ત્ર-ચાદનીના ચારે છેડાને લઈ ચાલતા ગૃહસ્થો, ચામર વગેરેનો ઠાઠ, શ્રાવકો, શ્રાવિકાઓ, રથમા બેઠેલા શ્રીમતી, પાછળ ઊંટ પર નોબતવાળો તથા કમળી, વેલ-બૂટી વગેરે દશ્યો છે

એ પછી સં. ૫ પદ્યોમા મંગલાચરણ, લેખપદ્ધતિ, ૮ મગલ દૂહા

પછી **ગુજરાતી** ભાષામા (નાગરી-બાળબોધ લિપિમા) ગામનું વર્ણન કર્યા પછી એક સંખ્યાથી ૧૦૮ સંખ્યાવાચી પ્રસિદ્ધ પદાર્થો દ્વારા **ગચ્છરાજની** ગુણ-પ્રશંસા કરી તેમના પ્રત્યે ભક્તિ-ભાવ પ્રદર્શિત કર્યો છે. એ ગચ્છરાજ-વર્ણન (ગા. ૬)મા અને અંતિમ ગુરુ-વિજ્ઞપ્તિ-ભાસ ગા. (૧૩)મા પણ તેમને **વિજય ઉદય**સૂરિના પટ્ટધર તરીકે વર્ણવ્યા છે

"શ્રી**વિજય ઉદય** સૂરીરાયા, **તપગચ્છપતિ** તેજ સવાયા હો; મા૦
તસ **પાટે** સૂખ-દાયા, શ્રી**વિજયલક્ષ્મીસૂરિ** ઠાયા રે.
માહરા પરમસૂગ્યાની પૂજ્યજી."

કવિરાજ **દીપ**વિજયજીએ **બા**રેજામા ચોમાસુ રહેતાં ત્યાના સંઘના અને કુઅરજી શાહના કથનથી, જ્ઞાન-દાતા ઉપકારી આ પૂજ્ય **વિજયલક્ષ્મી**સૂરિની રચેલી સ્તુતિમાલામા અને વિ સં. ૧૮૭૭મા **સૂ**રતમાં રચેલ * **સો**હમકુલ-રત્ન-પટ્ટાવલી-રાસ-પ્રબંધમા **વિજય-લક્ષ્મી**સૂરિના આગમ-સિદ્ધાંત અભ્યાસ સંબંધમા વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે **'નાહના મોટા સાતસેં, એ ગ્રંથ ભણ્યા ગછરાજ'** અને તે તેમની કૃતિયો પરથી જણાઈ આવે છે. કહે છે કે તેમણે આંબિલ તપ કરીને સરસ્વતી-મંત્રનો સવાલાખ વાર જાપ કર્યો હતો એથી **સરસ્વતી**એ સ્વપ્નમા પ્રગટ થઈને તેમને અમૃત-પ્યાલો પાયો હતો. આ સૂરિજી **વિ**શેષાવશ્યક, **ભ**ગવતીસૂત્ર વગેરે ગંભીર સિદ્ધાંતોના વ્યાખ્યાન કરતા. તેમની વ્યાખ્યાન-વાણી મધુર, બોધક અને આકર્ષક હતી. જ્ઞાની અને નિષ્કષાયી ચારિત્રપાત્ર હોવાથી તેમને સર્વત્ર આદરમાન મળતુ. મુનિ-જનો અને રાજવીઓ પણ તેમને માન આપતા. તેમણે ગચ્છ-ભેદ નિવર્તાવ્યો હતો. **પાલી(મારવાડ)**ના શ્રાવક

* આ ગ્રંથની સં. ૧૮૭૮માં લખેલી પોથી મને જોવા-ઉપયોગ કરવા-આપવા માટે માસ્તર **લક્ષ્મીચંદ**નો આભાર માનવો અહીં ઉચિત ગણાશે.

**ગોડીદાસ** જેવા પ્રતિમા–ઉત્થાપક જીવોને સૂત્રના આલાપો દેખાડી, પ્રતિબોધી ગુણી બનાવ્યા હતા. વિ સં. ૧૮૨૫માં **વડોદરા**મા વસતા આ સૂરિજી તરફ **ખંભાત**થી પં. ભૂપતિવિજયે લખેલ અને સૂરિજીએ **છાણીપુર**મા પં. **પ્રેમવિજયગણિ** તરફ લખેલ પત્રો '**જૈનયુગ**' સ. ૧૯૮૩મા પૃ ૨૫, ૨૬મા પ્રકટ થયા છે.

**સૂરત રાનેર**ના સંઘે અંજન–શલાકા માટે વિજ્ઞપ્તિ લેખ મોકલ્યો હતો, તે વાચીને આ **વિજયલક્ષ્મી**સૂરિજી શીઘ્ર પ્રયાણે ચાલતા [ વિ. સં. ૧૮૫૭મા ] **વડોદરા** શહેરમા આવ્યા હતા અને સંઘના આગ્રહથી પૂજ્યજીએ ચોમાસાની કૃપા કરી હતી

"સંઘ **સૂરત રાંનેર**નો, અંજન–સિલાકા–કાજ;
**વિનતી–લેખ** જે મોકલે, તે વાચી **ગછરાજ**. ૧
સિઘ્ર પ્રયાણે ચાલતા, **આયા વડોદરા સેહેર;**
**સંઘ**–આગ્રહથી **ચોમાસાની, પૂજ્યજીઇં કીધી મેહેર.** ૨"

તેઓએ આ સમયમા, દેહને અશાતા જોઈ, પોતાની પાટે ( સુધર્મા-સ્વામીથી ૬૮મા પટ્ટ પર) વિજય**દેવેન્દ્ર**સૂરિજીને સ્થાપ્યા હતા. ત્યારપછી શરીરે શાતા થતા મુહૂર્ત અવસર પર **રાનેર** બંદર જઇને અંજન–શલાકા કરી હતી અને **સૂરત**મા પ્રવેશ કરી તપ ઉપધાન–માલા વગેરે ઉપકાર કર્યો હતો તેમણે પ્રતિષ્ઠિત કરેલી જૈન પ્રતિમાઓ તે તે સ્થળે લેખ સાથે જોવામા આવે છે **સૂરત**ના સંઘે અંતિમ ભક્તિનો લાભ લીધો હતો ૬૪ વર્ષનું આયુષ્ય પાળીને તેઓ વિ. સં. ૧૮૫૮મા મેરતેરશને દિવસે સુર–લોકમા સંચર્યા હતા. સંઘે જીવ–દયા અમારિ પળાવી નિર્વાણ–મહોત્સવ કર્યો હતો **દુર્લભ વેલજી** શાહે સંઘવી થઇને **સિદ્ધાચલ** ઉપર તથા **સીનોર**મા સંઘે પૂજ્યના પગલા ઉત્સાહથી સ્થાપ્યા હતા.

## વિજયદેવેન્દ્રસૂરિ

ઉપર્યુક્ત **વિજયલક્ષ્મી**સૂરિના પટ્ટધર **દેવેન્દ્ર**સૂરિનો જન્મ

**સૂ**રત બંદરમા **શ્રી**માલી વંશમા થયો હતો. તેમને આચાર્ય-પદવી આ **વટપદ્ર** નગરમા વિ. સં. ૧૮૫૭મા પૂર્વોક્ત પૂજ્યદ્વારા પ્રાપ્ત થઈ હતી.[૧] જિન-શાસન-શૈલી અને કર્મગ્રંથ સંબંધી તેમનું જ્ઞાન પ્રશંસનીય હતું, પરંતુ આયુષ્ય અલ્પ હોવાથી તેઓ વિ સં. ૧૮૬૦મા **રાજ**-નગરમા ચોમાસામા સ્વર્ગવાસી થયા હતા. ત્યારપછી વિ. સં ૧૮૬૧મા પટ્ટ પર સ્થપાયેલા **મહેન્દ્ર**સૂરિ પણ વિ. સં ૧૮૬૫મા **વીજા**પુરમા સ્વર્ગસ્થ થતા **સુરેન્દ્ર**સૂરિ પટ્ટધર થયા હતા.

## ઉદયસાગરસૂરિ

**વ**ડોદરાના **ત**પાગચ્છ-**સા**ગરગચ્છ(વિ. સં. ૧૬૮૬માં **રાજ**-સાગરસૂરિ સ્થપાતા પ્રસિદ્ધ)ના **જૈન** સઘે વિ. સં ૧૮૫૨મા **પાટ**ણમા રહેલા જે સૂરિજી તરફ ભક્તિભાવભર્યો ચિત્રમય પૂર્વોક્ત વિજ્ઞપ્તિ-લેખ મોકલાવ્યો હતો, તે ઉદયસાગરસૂરિને **રાજ**નગર (**અ**હમ્મદાવાદ)મા તેડાવી ત્યાના રાજ-માન્ય અને લોક-માન્ય શ્રીમાન્ સુપ્રસિદ્ધ નગરશેઠ **શાંતિદાસ** શેઠના વંશજ **વ**ખતચંદ શેઠે વિ. સં. ૧૮૫૫મા **અ**જિતનાથ મહારાજની અને અન્ય જૈનબિંબ-પ્રતિમાઓની પ્રતિષ્ઠા મહોત્સવ-પૂર્વક કરાવી હતી-એમ તે સૂરિના અનુયાયી **આન**દસાગરસૂરિના પટ્ટધર **શાં**તિસાગરસૂરિના ગચ્છાધિકાર સમયમા વિ સં. ૧૮૭૦મા **હી**રવર્ધન-શિષ્ય કવિ **ક્ષે**મવર્ધને રચેલા ૪૪ ઢાળવાળા વિસ્તૃત **પુ**ણ્યપ્રકાશરાસ (**શા**ન્તિદાસશેઠ-**વ**ખતચદશેઠ-રાસ)મા જણાવ્યું છે.[૨]

૧ "સવત અઢાર સતાવને, **વટપદ્ર** નયર સુઠાય,
આચારજ-પદવી લહી, મંગલ ધવલ ગવાય"

૨ જુઓ શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાલા [ગ્ર. ૨૪]માં સાક્ષર **મો**હનલાલભાઇ **દ.** દેશાઇએ સપાદિત કરેલ ઐ. જૈન રાસમાળા (ભા. ૧, પૃ ૮૪).

## શ્રીમંત ગાયકવાડ અને શેઠ વખતચંદ

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં ઉપર સૂચવેલ **સાગરગચ્છની** સ્થાપના કરાવનાર સમયજ્ઞ અગ્રેસર શ્રીમાન્ શેઠ **શાંતિદાસ** ઝવેરીએ પોતાના ચાતુર્યથી દિલ્હીપતિ પાતશાહની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી. **સલીમશાહ જહાંગીરના** પાતશાહી કુટુંબમા તેઓ મામા તરીકે જાણીતા થયા હતા. સમયોચિત રાજ-હિતના અને પ્રજાહિતના અનેક શુભ કાર્યો કરી, **રાજનગર** ( **અહમ્મદાવાદ** )ની માનનીય **નગરશેઠની** પદવી મેળવી શક્યા હતા જેમણે ત્યાં **ચિંતામણિ પાર્શ્વનાથનું** દેહરુ કરાવવામા, પ્રભુ પધરાવવામાં અને પ્રભાવના વગેરે કરવામાં ૧૧૦૦૦૦૦ અગિયાર લાખ દ્રવ્ય ખર્ચ્યું હતુ તેમના વશજ (પ્રપૌત્ર) **વખતચંદનો** જન્મ વિ સ. ૧૭૯૯મા કા વ ૨ મગળવારે થયો હતો તે આગળ જતા ઘણા કુશલ રત્ન-પરીક્ષક-ઝવેરી થઇ ગયા. તેમણે ઝવેરી **સુરચદશાહ** સાથે મૈત્રી કરી લશ્કર આવવાની વકી જણાતા અવસરોચિત આભૂષણોની તૈયારી કરી રાખી હતી **ગાયકવાડના** એ લશ્કર સબંધમાં ત્યા ઉલ્લેખ છે કે

"લશ્કર પોતાનો અછે, તીણે બીક નહિ હોય;
**ન્યાયી ગજા આવતાં, દુનિયામાં સુખ હોય.**
**દામાજી** સુત સાથ છે, **ફતેસંગ** મહારાજ;
કુમર-પદે સુખ ભોગવે, દીપે સઘળે સાજ ૨
ચડવે ઉત્તરવે કરી, **તરવારે બહુ જશ;**
હય ગય રથ પાયક ઘણા, મણા કશી નહિ તસ્સ ૩
રાજા રાજ-પ્રજા સુખી, વ્યાપારી વ્યાપાર,
સહુને વ્હાલો કામ છે, પોતાનો સસાર × ×
**દામાજી** રાજા આવે, નગર-લોક મિલ જાવે રે;
સયણા! પુણ્ય તણા ફળ જોજો
ડેરા તબુ કનાત, પચવરણ સોહે બનાત રે,
ચતુરગી સેના સોહે, હય ગય રથ પાયક મોહે રે ,,
**શીમાડા રાજા** આવે, મીલવાને ભેટ લાવે રે;
એહવે એક વ્યાપારી, **જડાવ** જડ્યો તે ભારી રે ,,

**દામાજી** નીરખી હરખ્યો, પણ કોઈ ઠીક નહિ પરખ્યો રે. ,,
**રાજા** પૂછે મૂલ, સુ લેવાનુ તુમ સુલ રે
**સહસ્ર સતરનો** એ છે, પરખાવી નાણા દ્યો પછે રે ,,

એ અવસરમા **વખતચંદ** કુમાર, અન્ય કુમારો સાથે લશ્કર જોવા જાય છે અને રાજા જ્યારે પૂછે છે કે 'એ કોણ છે?' તેના જવાબમાં **'તમારો સેવક'** એમ શેઠનો પુત્ર જણાવે છે, ઘણુ આદરમાન મેળવે છે. 'તમારો પરિવાર કુશળ છે?' એમ પુછાતા 'તુમચે પ્રેમ સુખીઓ છુ' એવા મધુર વચનદ્વારા શેઠજીના પુત્રની અધિક ચતુરાઈ જોઈ-જાણી રાજા પૂર્વોક્ત જડાવ મૂડો તેને દર્શાવી તેની કિમત પારખવા સૂચવે છે, **વ**ખતચંદકુમાર તેની કિમત ૧૧૦૦૦) અગિયાર હજાર દ્રવ્ય પૂરા આકે છે. રાજા તેને સરસ દ્રવ્યોથી તેવો કરાવી આપવા કહે છે. ત્યાં પરઠણ કરી, પનર દિવસ બતાવી ઘરે આવે છે. સરસ સામગ્રીથી નીપજાવેલ અપાર તેજથી ઝલકતો જડાવ દર્શાવતાં રાજાને તે પસંદ પડે છે, તેની ચતુરાઇની પ્રશંસા કરે છે. ફતેસંગજી, **વ**ખતચંદ શેઠને ભાઇ તરીકે સંબોધી પોતાની સાથે તૈયાર થવા જણાવે છે, તેની માર્ફત પહેલો મૂડો પણ તેટલા જ મૂલ્યથી ખરીદે છે. એવી રીતે દિન-પ્રતિદિન શેઠ અધિક માન મેળવે છે તે પ્રસંગને સમકાલીન કવિ **ક્ષે**મવર્ધન આ પ્રમાણે જણાવે છે

"**વખતચંદ**! ગુણ-ગેહ, માનો વચન મુજ એહ રે;
અમ સાથે કરો સજાઇ, **ફતેસંગ** કહે **સુણો ભાઈ** રે ×
**વ**ખતચંદ લહે માન, દિન દિન વધે તસ વાન રે. સ પુ.
**કા**ઠિયાવાડ તે દેશ, જાવુ છે કહે નરેશ રે,
તુમ વચન કદા નહિ લોપુ, હજાર ગુને નવિ કોપું રે. સ. ૧૩
**તુ**મ અકલે અમે પ્રીયા રાજી, આજથી પૂછણ મન કાજી રે,
મલગીરી લશ્કર સાથે, સજાઇ કરી નિજ હાથે રે.
સોનાને સુગંધ, જુઓ પુણ્યતણો પ્રતિબંધ રે;
યાત્રા માત્રા ઉખાણો, મારે સરસ મલ્યો છે ટાણો રે સ.
શ્રી**રી**સહેસર ભેટ્યુ, દુકૃત સઘળા એ મેટ્યું રે;
પ્રથમ જિનેસર ભેટચા, દુખ દાળીદ્ર દૂરે મેટચા રે. સ

એમ ઉભી **સોરઠ-જાત્રા**, રાજા માન મીલે બહુ માત્રા રે;
અધિકારી **શેઠ નેકી**, મન-વંછિત ફળ સહુ સીધ્યા.
**અન્ય રાજય સરપાવ તે આપે**, કિરત-કમળા જશ વ્યાપે રે, સ.
**દામાજી**-રાજાએ ઘર આવે, ફરી કામ પડે તવ જાવે રે. સ. પુ. ૧૮

જુઓ શેઠ તણી પુણ્યાઇ, **રાજ-કાજ-ધુરંધર** ભાઈ રે; સ.
**ગાયકવાડ પેસુવા અંગ્રેજ,**
**રાજ-ચિહ્ન** મોકલે પેચ રે. સ પુ. ૧૯

દિન દિન દોલત સવાઈ, દિશો દિશ તેહ ગવાઈ રે. સ.
**રાજ, વૃદ્ધિ, લક્ષ્મી, કલ્યાણ, પુણ્ય,**
**ઉદયથી** કશી નહિ ન્યૂન રે. સ. પુ. ૨૦

**આણંદ શાંત** સદાઈ, એ **સાગર**-ગચ્છ સુખદાઈ રે;
**શાંતિ, લખમી, ખૂશાલ, વખતચંદ**-ગુણ-માળ રે સ. પુ. ૨૧

સરસ સબંધ જોઈ ભાખું, **જેહવું દીઠું તેવું દાખું** રે, સ.
હીરવર્ધન કહે **એમ**, સુણો શ્રોતા ધરી પ્રેમ રે સ. પુ. ૨૨

**વડોદરે**થી મોકલે, **રાજ**નગર દેઈ રાજ;
શેઠ **વખતચંદ** પૂછીને, રૂડા કરજ્યો કાજ ૧

**ફતેસંગ** મહારાજ એમ, રાખે હેત વિશેષ;
પત્ર લખી પ્રમોદશું, ભલ-ભલામણ દેશ. ૨

'**વીસવાસ ખરો છે તુમ તણો**, રખે ઉતારો હેત,
**ગુજરાત**-ભલામણ તુમને, પાળો રૂડે વેશ.' ૩

શેઠ **વખતચંદ** ભલી પરે, દીનિયાની કરે સાર;
**પર-ઉપગારે આગળા, જીવ-દયા ચિત્ત ધાર.** ૪

સોભાગી સો લીએ, પુત્ર પૌત્ર પરિવાર;
**દુહવે નહિ કોઈ જીવને, જિન**-આણા શિર ધાર. ૫

**પાનાભાઈ** પ્રેમે કરી, શેઠ નિચિંતા કીધ;
રાજ-કાજ સમજણ સવે, કરતા બહુ જશ લીધ." ૬

અમદાવાદ પરના અધિકાર (સુબાગિરી)સંબધમા નવમી ઢાળમા જણાવ્યું છે કે

“**વખતચંદ** વખતે કરી રે લો, **કાકાજી** લેઈ રાજ જો;
**અમદાવાદ–સુબાગરી** રે લો, આવે સઘળે સાજ જો. વ. ૧

**ફતેસંગ** બીજા વળી રે લો, **માનાજી ગોવિંદરાવ** જો;
રાજ–કાજ સમર્થ શવે લો, કરી ઘણો પસાય જો. વ. ૨

શુભ મુહૂર્ત નયરમાહે લો, ઓછવશું ધરી પ્યાર જો;
ચતુરંગી સેના કરી રે લો, લશ્કર સોહે ઉદાર જો. વ ૩

**મલવા** નામ સોહામણા રે લો, કાકાજી દીવાન જો,
મતિ તેહની અતિ નિર્મળી રે લાલ, વાત સવે સાવધાન જો. વ. ૪

**ભદરમા તખ્તે** જઇ રે લો, બેઠા તે ગુણવંત જો;
**નગરશેઠ** લેઈ ભેટણું રે લો, આવી તેહ મીલંત જો. વ ૫

પૂછે હકીક્ત શાહેરની રે લો, કાકાજીને ભૂપ જો,
શેઠ **વ**ખતચદ દાખવે રે લો, નગરી–તણો સ્વરૂપ જો વ ૬

એમ ગોષ્ઠી દિન પ્રતે રે લો, પ્રીત બધાણી તાસ જો,
અકલવંત જાણી કરી લો, શેઠને કહે એમ ભાસ જો વ. ૭

**‘આગેવાન થઈ તુમે રે લો, દુનિયામાં કરો સુખ જો;**
**રાજ–કાજ–સ્થિરતા કરો રે લો, ભાંજો સહુનાં દુઃખ જો.’** વ ૮

શેઠ કહે તિમ તે કરે રે લો, હરક્ત કીધી દૂર જો,
**દેઈ દલાશો રૈ[ય]તને** રે લો, દિન દિન ચડતે નૂર જો વ. ૯

**શેઠ તણી માજા ઘણી** રે લો, કાકાજીનુ રાજ જો;
**સકળ સીમાડા વશ કરી લો, નિકંટક શુભ સાજ જો.** વ. ૧૦

[ ૬૫ ]

# વીર રાસમાંનાં ઐતિહાસિક નામો

[ અભયતિલકગણિએ સં. ૧૩૧૭મા રચેલ વીર-રાસની અર્વાચીન છાયા, તેમાંના ઐતિહાસિક નામોના પરિચય સાથે સં. ૧૯૮૩મા 'જૈનયુગ' મુંબઈના કાર્તિક-માર્ગશીર્ષ અંકમા પ્રકાશિત ].

[ગત દીવાલી અંકમા આ કૃતિ મૂલમાં આપી હતી અને તે સં. ૧૩૧૭ની જૂની ગૂજરાતીમાં હોવાથી તેને વર્તમાન ગૂજરાતીમાં મૂકવા માટે તથા ભાવાર્થ જોડવા માટે ખાસ કરી પંડિત બહેચરદાસને આહ્વાન કર્યું હતુ, પરંતુ તેઓ તેમ કરી મોકલી શકયા નથી, જ્યારે પંડિત **લાલચંદ્રે** વિના આમંત્રણે સ્વયં તેમ કરી પુષ્કળ ટિપ્પણો સાથે તે કાવ્યની વર્તમાન ભાષામા છાયા કરી મોકલી આપેલ છે, તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.–**તંત્રી**]

## વીર-રાસ

( છાયા )

**પાર્શ્વ**નાથ **જિન**દત્તગુરુના, પાદપદ્મ પ્રણમીને;
પ્રભણીશ **વીર**નો રાસડો રે, સાભલો ભવ્ય મલીને. ૧

**સર**સ્વતી માતા વીનવુ રે, મુઝ કરો વડો પસાય;
**વીર** જિનેશ્વર જિન સ્તવું રે, મેલ્હી અન્ય વ્યવસાય. ૨

**ભીમ**પલ્લીપુરી–**વિ**ધિભવને રે, થાપ્યા **વીર** જિનેંદ્ર;
દર્શન માત્રે ભવ્યજનના, તોડે ભવ–દુઃખ–કંદ. ૩

શ્રી**સિદ્ધાર્થ** નરેશ્વરના રે, કુલ–નભસ્તલે માર્તંડ;
**ત્રિ**શલાદેવી-ઉદર–સરે રે, સુવર્ણકમલ ઉદ્દંડ ૪

નિરુપમ રૂપે **વીર**જિન રે, સર્વ જગત્ વિસ્મયાવે;
પ્રણમતા ભવ્યજનના રે, સઘલાં દુરિત હરે ય ૫

તસ ઉપર ભવન ઉત્તુંગ વર તોરણ,
**મંડલિક** રાજ-આદેશે અતિશોભન;
શાહે [૩]**ભુ**વનપાલે કરાવ્યું,
**જ**ગધરશાહ–કુલે કલશ ચડાવ્યો. ૬

હેમધ્વજદંડ કલશો ત્યા કર્યો,
પૂજ્ય [૧]**જિનેશ્વરસુગુરુ** પાસે પ્રતિષ્ઠાપ્યો;
**વિ**ક્રમ વરસ **તેરસે સતરો**ત્તરે,
શ્વેત વશાખ દશમીએ શુભ વાસરે. ૭

આ મહમા દિશોદિશ સઘ મલ્યા ઘણા,
વસન–ધને વરસતા જેમ નવઘના;
ઠામ ઠામ અતિ નાચે તરુણીજન,
કનકમણિ–નૂપુર સ્વ–રંજિતજના. ૮

ઘર ઘર બાધી નવ વંદનમાલિકા,
ઉભી કરી ગૂડી ચોક પરે પૂર્યા;
આદરે સઘ સઘલો ય પરિપૂજ્યો,
સર્વદર્શન નગરલોક સમાન્યો. ૯

રંગે ખેલે મળીને તથા ખેલો,
મધુર સ્વરે ગીત ગાય વરબાલિકા,
**શી**લણ દંડનાયકવર હર્ષ્યો,
**વી**ર થાપ્યાથી પ્રરિતપ્રતિજ્ઞો હૂઓ (થયો). ૧૦

જો (જ્યારે) ચડયો **વી**ર-ભવને,
દડ કલશ સૌવર્ણ;
તો (ત્યારે) **વિ**ધિમાર્ગે સમુચ્છલ્યો,
જય જય શબ્દ સુરમ્ય. ૧૧

**વીર**નો ધ્વજ જે લહલહે, હર્ષે ય જગત્ સર્વ;
હર્ષે ભટ્ટ અનગારોએ, પઢિયા કાવ્ય અપૂર્વ. ૧૨

પવન-પ્રકંપતી **વીર**ગૃહે, જાણીજે ય પડાય (પતાકા);
તે ઊપાડી ચપેટા કરે, દુષ્ટ અરિષ્ટ હણવા ય. ૧૩

તે ચડચે ધ્વજપટે **વીર**જિન-કલા ન અંગે સમાય;
તે જન પેખી **વીર** વદન, હલ્લકલોલે જાય. ૧૪

તે **વીર**ભુવન સુપ્રતિષ્ઠિતે, દિશિ દિશિ વાગ્યા તૂર;
તે દિશિ દિશિ વધામણું હૂઉં(થયું), સંઘ-મનોરથ-પૂર. ૧૫

જે પ્રભુ **વીર**જિનેંદ્રને, નયનાંજલિપુટે પીવે;
જેમ અમૃત-નિસ્સ્યંદ, તે જ ધન્ય સુકૃતાર્થ નર. ૧૬

જે ન્હવરાવે વાંદે, અર્ચે ચર્ચે **વીર**જિન;
નવ નિધાન તે લહે, ભ્રાંતિ મ કરશો ભવ્યજન. ૧૭

**વીર**ના સિંહદ્વારે, એહ રાસ જે દે નર;
તે શિવપુર મોઝાર, વિલસે સુખ ભોગવે પર. ૧૮

ખેલા કેલિ દે, રાસો જયો રલિયામણો;
તાસ કરો શિવ શાંતિ, **બ્રહ્મ**શાંતિ અને **ખેતલો**. ૧૯

યાવત્ મેરુગિરિ સાર, વિલસે મહીમંડલે સઘલે;
શ્રી**મંડલિક-વિહાર**,[૫] તાવત્ એહ નંદો જયો ૨૦

[૨]**અભયતિલકગણિ** પાસે, ખેલે મલી કરાવ્યો;
એમ નિજ મન-ઉલ્હાસે, રાસલડો ભવિજન દિયો ૨૧

ટિપ્પન છાયાથી અર્થ સ્પષ્ટ થતો હોવાથી પુનરુક્તિરૂપે તેનો અર્થ ન જણાવતાં તે રાસમાંના સંબંધ ધરાવતા ઐતિહાસિક નામો (૧) **જિનેશ્વરસૂરિ**, (૨) **અભયતિલકગણિ**, (૩) **ભુવનપાલ**, (૪) **ભીમપલ્લી**, (૫) **મંડલિક-વિહાર**ના સંબંધમાં મારું વક્તવ્ય અહીં જણાવું છું

## [ ૧ ]
## જિનેશ્વરસૂરિ

પૂર્વોક્ત **વીર-રાસ**ની ૭મી ગાથામા સૂચવાયેલ વિ. સં. ૧૩૧૭મા **ભીમ**પલ્લીમા **વીર**-વિધિભવન અપરનામ **મંડલિક**-વિહારમા **વીર** પ્રભુની પ્રતિમાની તથા સુવર્ણમય ધ્વજદંડ, કલશ વગેરેની પ્રતિષ્ઠા કરનાર આ **જિનેશ્વરસૂરિ**નો સંક્ષિપ્ત પરિચય અહીં સમુચિત લેખાશે.

આ **જિનેશ્વરસૂરિ** **મરુકોટ્ટ**-નિવાસી સુપ્રસિદ્ધ વિદ્વાન્ ભંડારી **નેમિચંદ્ર**( **સટ્ઠિસય-પ્રકરણ**, **જિનવલ્લભસૂરિ-ગુણવર્ણન-ગીત** વગેરેના કર્તા )ના પુત્ર હતા. તેમની માતાનુ નામ **લક્ષ્મી**, વિ. સં ૧૨૪૫મા તેમનો જન્મ થયો હતો જન્મનામ **અંબડ**, વિ. સ . ૧૨૫૫મા **ખેડા**મા **વિધિમાર્ગ** ( ખરતરગચ્છ )ના સુપ્રસિદ્ધ વાદી **જિનપતિસૂરિ** ( **સંઘ-પટ્ટક-વિવરણ**, **પંચલિંગી-વિવરણ**, **પ્રબોધોદય**, **તીર્થમાલા** વગેરેના પ્રણેતા ) પાસે જૈન દીક્ષાથી દીક્ષિત થતા તેમનુ નામ **વીર**પ્રભ રાખવામાં આવ્યું હતું **જિનપતિસૂરિ**ના સ્વર્ગવાસ (વિ. સં. ૧૨૭૭) પછી **સર્વદેવાચાર્યે** તેમને વિ. સં ૧૨૭૮મા **જાલોર**મા **જિનપતિ-સૂરિ**ના પટ્ટ પર સ્થાપી **જિનેશ્વરસૂરિ** નામથી પ્રસિદ્ધ કર્યા હતા.

વિ. સં. ૧૨૮૫મા **જિનપતિસૂરિ**-શિષ્ય **પૂર્ણભદ્રગણિ**એ રચેલ **ધન્ય-શાલિભદ્ર-ચરિત્ર**, વિ સં. ૧૨૯૩મા **જિનપાલગણિ**એ રચેલ **દ્વાદશકુલક-વિવરણ**, વિ. સ ૧૨૯૫મા **સુમતિગણિ**એ રચેલ **ગણધર-સાર્ધશતક-બૃહદ્વૃત્તિ** વગેરે આ **જિનેશ્વરસૂરિ**ની આજ્ઞાથી રચેલ જણાવેલ છે.[1]

**ચિત્રકૂટ**-નિવાસી **ઊકેશ**વંશી **આસા**ના પુત્ર સંઘપતિ સા **સલ્હાક** આ **જિનેશ્વરસૂરિ**ના પરમભક્ત હતા, તેણે આ **જિનેશ્વરસૂરિ**ના

૧ જુઓ **જેસલમેર-ભાંડાગાર-ગ્રંથસૂચી** ( ગાયકવાડ ઓ. સિરિઝ, વડોદરાથી પ્રકાશિત )

સદુપદેશથી **નલકમા જયતુગિદેવના** રાજ્યમા વિ. સં. ૧૨૯૫માં સિદ્ધાત વગેરે સમસ્ત જૈનશાસ્ત્રનો ઉદ્ધાર કરાવ્યો હતો. જેમાની **કર્મ-સ્તવ**, કર્મવિપાક પુસ્તિકા **જેસલમેર** જૈન 'બડા' ભંડારમા વિદ્યમાન છે. ( જુઓ **જેસલમેર** ભાં. સૂચી, પૃ. ૨૬ )

ઉપદેશમાલા–બૃહદ્વૃત્તિની તથા **આવશ્યક**–વૃત્તિની એક તાડપત્રીય પ્રતિ **જેસલમેર**મા છે કે જેમાં ૩૧ + ૨૩ કાવ્યોની પ્રશસ્તિ છે, તે આ **જિનેશ્વરસૂરિ**ને સમર્પિત કરવામા આવેલી છે ( જુઓ જે. ભા. સૂચી, પૃ. ૩૬, ૪૩ ).

**પલ્લીવાલ**વંશીય **લાષ(ખ)ણ** નામનો ગૃહસ્થ આ **જિનેશ્વરસૂરિ**ના કરકમલથી અધિવાસિત થયો હતો, જેણે પોતાના માતા-પિતાના પુણ્યાર્થે આ શ્રી**જિનેશ્વરસૂરિ** ગુરુના આદેશથી, **હરિભદ્રસૂરિ**–રચિત **સમરા-દિત્યચરિત્ર** નામનું તાડપત્રીય પુસ્તક લખાવ્યુ હતું, જેનુ વ્યાખ્યાન વિ. સં. ૧૨૯૯મા **ખંભાત**માં આ જ **લાષ(ખ)ણે રત્નપ્રભસૂરિ** પાસે કરાવ્યું હતુ.

( વિસ્તૃત પ્રશસ્તિ જુઓ પીટર્સન રિ. ૩, પૃ. ૧૧૯થી ૧૨૪ ).

વિ સ. ૧૩૧૩મા **પાલ્હણપુર**મા આ સૂરિએ રચેલુ **શ્રાવક-ધર્મ** પ્રકરણ **જેસલમેર**–જૈન ભડારમા અસ્તિત્વ ધરાવે છે. તેમનો અન્ય મહાપ્રબંધ **ચંદ્રપ્રભચરિત્ર** મહાકાવ્ય તથા અનેક સ્તુતિ–સ્તોત્રો હોવાનુ જણાય છે, પરંતુ જોવામા આવેલ નથી.

વિ સં. ૧૩૨૬–૨૮મા **વીજાપુર**મા તથા અન્યત્ર પણ અનેક સ્થળે તેમણે અનેક જૈનમંદિરો, દેવકુલિકાઓ અને જૈનમૂર્તિઓની પ્રતિષ્ઠા કર્યાનુ જણાય છે.

**અભયકુમાર**–ચરિત લખાવનારની **કુમારગણિ** કવિએ રચેલી પ્રશસ્તિ, **સંઘપુર**નો શિલાલેખ, **જિનેશ્વરસૂરિ**–દીક્ષા–વીવાહલો (સોમ-મૂર્તિગણિ–રચિત, રાસસાર સાથે **ભાવનગર આત્માનંદ** સભાથી

પ્રકાશિત), જેસલમેર ભા. સૂચી, ખરતરગચ્છ-પટ્ટાવલી વગેરેમાથી આ સૂરિના સંબંધમા થોડોઘણો વૃત્તાન્ત મળી શકે છે.

વિ. સં. ૧૩૩૧મા જાલોરમાં પ્રબોધમૂર્તિ નામના પોતાના શિષ્યને સ્વયં પોતાના પટ્ટ પર સ્થાપી તેમને જિનપ્રબોધસૂરિ નામથી પ્રસિદ્ધ કરી જિનેશ્વરસૂરિ સ્વર્ગવાસી થયા.

જિનેશ્વરસૂરિને અનેક પ્રૌઢ વિદ્વાન શિષ્યો હતા, તેમાના ૧૫ નો ટૂંક પરિચય અહિં આપ્યો છે, જેમાં આ વીર-રાસ રચનાર અભયતિલકગણિનો પણ સમાવેશ થાય છે. એ ઉપરથી અભયતિલકગણિના ગુરુબંધુઓ પણ કેવા સમર્થ પ્રતિભાશાલી હતા, તેનો પણ કંઈક ખ્યાલ થશે.

## [ ૨ ]

## ( ૧ ) અભયતિલકગણિ

વિ. સં. ૧૩૧૭મા પ્રાચીન ગૂજરાતી ભાષામા રચાયેલી 'વીર-રાસ' નામની જેમની ૨૧ કડીની ઐતિહાસિક લઘુકૃતિ 'જૈનયુગ'ના ગત દીપોત્સવી ખાસ અંકમા પ્રકટ થઈ છે, અને જેની અર્વાચીન છાયા મેં આ સાથે લખી મોકલી છે, તે અભયતિલકગણિનો પરિચય અહીં ઉચિત ગણાશે.

અભયતિલકગણિની જન્મભૂમિ, જ્ઞાતિ, માતા-પિતા કે જન્મ-સમય, દીક્ષાસમય-સ્થલ સંબંધમા વિશેષ જાણવામા આવ્યુ નથી, છતાં અનુમાનથી સમજી શકાય તેમ છે કે વિક્રમના તેરમા સૈકાના ઉત્તરાર્ધમા અથવા અંતમા તેમનો જન્મ થયો હશે, તેમની દીક્ષા અને ગણિપદવી પણ તે જ અરસામા થઈ હોવી જોઈએ; કેમ કે વિ. સં. ૧૩૧૭મા રચાયેલી તેમની આ કૃતિમા (૨૧મી કડીમા) અભયતિલકગણિ નામનો ઉલ્લેખ જોવામા આવે છે.

જે જિનેશ્વરસૂરિનો પરિચય ઉપર કરાવ્યો છે, તે જિનેશ્વરસૂરિ, આ રાસકાર **અભયતિલકગણિ**ના દીક્ષાગુરુ હતા અને વિદ્યાગુરુ **લક્ષ્મીતિલક** ઉપાધ્યાય હતા, જેનો પરિચય આ લેખમા આગળ આપ્યો છે.

**અભયતિલકગણિ**ની અમરકીર્તિરૂપ વિસ્તૃત અન્ય કૃતિ સુપ્રસિદ્ધ શ્રીમદ્ **હેમચંદ્રાચાર્ય**ના સંસ્કૃત **દ્વયાશ્રય** મહાકાવ્ય પર સંસ્કૃતમાં ૧૭૫૭૪ (સાડાસત્તરહજાર) શ્લોક-પ્રમાણ ટીકા છે. જે મુંબઈ સરકારી સિરીઝદ્વારા બે ખંડમા ઈ. સ. ૧૯૧૫ અને ૧૯૨૧મા પ્રકાશિત થઈ ગયેલ છે. આ ટીકા **અભયતિલકગણિ**એ પૂર્વોક્ત જિનેશ્વરસૂરિના આદેશથી રચી હતી અને વિ. સં. ૧૩૧૨ની દીવાળીમા **પાલ્હણપુર**મા પૂર્ણ કરી હતી આ ટીકાનુ સંશોધન તેમના વિદ્યાગુરુ **લક્ષ્મીતિલક** કવિએ કર્યું હતુ

આ સ્થળે પ્રાસંગિક એક ભ્રમ-નિવારણની અનિવાર્ય પરમ આવશ્યકતા છે કે જેથી ભવિષ્યમા એ ભૂલ થતી અટકે અને પરંપરાએ લેખકો તે ભ્રાન્તિનુ અનુકરણ ન કરતા સત્ય સ્વરૂપ પ્રકાશમા મૂકે. આ ભ્રાન્તિ **દ્વયાશ્રય**ના કર્તા સંબંધમાં ઇતિહાસરસિક **ફાર્બસ** સાહેબે અને અન્ય લેખકોએ કરી જણાય છે. **ફાર્બસ** સાહેબની સુપ્રસિદ્ધ રાસમાળા કે જેનુ ગૂજરાતી ભાષાતર રા રા દીવાન બહાદુર **રણછોડભાઈ** ઉદયરામદ્વારા થયેલુ છે, જેની પુનઃશોધિત તથા વર્ધિત ત્રીજી આવૃત્તિ (ભા. ૧) **ફાર્બસ** ગૂજરાતી સભાદ્વારા વિ. સં. ૧૯૭૮મા પ્રકાશિત થયેલી છે; તેના પૃ. ૩૩૬મા નીચેના વાક્યો દૃષ્ટિગોચર થાય છે :

" **દ્વયાશ્રય**નો પ્રારંભ, પ્રસિદ્ધિ પામેલા **હેમાચાર્યે** કરેલો જણાય છે. તે કુમારપાલના રાજ્યની સમાપ્તિએ ઈ. સ. ૧૧૪૭(? ૭૪)ની પહેલા મરણ પામ્યો હતો. ત્યાર પછી **પ્રલ્હાદનપટ્ટણ**(સોવશા **પાલણપુર**)મા **લે**શાજયતિલકગણી કરીને **જૈ**નસાધુ હતો તેણે તે અધૂરા ગ્રંથનુ સાધણ ચલાવીને ઈ. સ ૧૨૫૬ અથવા સવત્ ૧૩૧૨ની દીવાળીને દહાડે પૂરો

કર્યો. ત્યારપછી તેના ઉપર **લક્ષ્મીતિલક** કવિએ, શુદ્ધ કરીને, ટીકા રચી છે, એવું ઉપરનો સાધુ લખી ગયો છે. શ્રીદુર્લભરાજ રાજ્ય કરતો હતો તે વેળા શ્રીવર્દ્ધમાન આચાર્ય ગૂજરાતમા પ્રવાસ કરતો હતો તેની **દીક્ષાવલિમાનો** નવમો **લેશાજય** પુરુષ હતો એવુ પોતે માને છે."

તથા પૃ. ૩૩૭મા નીચેનાં વાક્યો નજરે પડે છે

"**દ્વયાશ્રયમા હેમચંદ્રનો** રચેલો કેટલો ભાગ હશે એ જાણવાને બની આવે, અને **લેશાજય** અને **લક્ષ્મીતિલકના** હાથથી ફેરફાર થયા વિનાનો તેમાનો કેટલો ભાગ હાલના પુસ્તકમા હશે, એ જણાય તો મુખ્ય રાજ્યો માહેલા બે રાજ્યો વિષે તે જ વેળા થયેલા ગ્રંથકારના અભિપ્રાય આપણા જાણવામા આવે, પણ આવો પત્તો લાગવો અશક્ય છે; માટે આ જૈનોનાં લખેલાં વર્ણન, જે સમયે લખવામા આવેલા તે જ સમયના નોધી રાખેલા રાસ તરીકે માની લેવા જોઈએ. આવા પ્રકારની એ વર્ણનની તુલના કરીએ તો પણ તેઓ મૂલ્યવાન નથી એમ નથી."

રા. રા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ (નાયબદીવાન સાહેબ વડોદરા)દ્વારા તયાર થયેલ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ', કે જે ગુજરાત–વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ મારફત વિ. સ. ૧૯૬૫માં બીજી આવૃત્તિરૂપે પ્રસિદ્ધ થયેલ છે તેમા (પૃ. ૧૪૨માં) પણ થોડા ફેરફાર સાથે પૂર્વોક્ત આશયને અનુસરતો ઉલ્લેખ જોવામા આવે છે

"હેમચદ્રે **દ્વયાશ્રય** લખવાની શરૂઆત ઈ. સ. ૧૧૬૦માં કરી હતી. એવુ કહેવાય છે કે એ ગ્રંથ **અભયતિલક–ગંજ** નામના બીજા જૈન સાધુએ ઈ. સ. ૧૨૫૫મા પૂરો કરી સુધાર્યો હતો."

રાવબહાદુર મનોહર વિષ્ણુ કાથવટેના '**ભરતખંડાચા** પ્રાચીન ઇતિહાસ'માં પણ આવા આશયનુ લખાણ થયું છે કે

આ કુમારપાલના ગુરુપણાને પામેલ **હેમચંદ્ર** આ ગ્રંથ (દ્વયાશ્રય)-નો ઈ. સ. ૧૧૬૦મા પ્રારંભ કરી અપૂર્ણ જ મૂકી સ્વર્ગવાસી થયા. આભ્ય( **અભય** )તિલકગણિ જૈન સાધુએ આ (દ્વયાશ્રય) ગ્રન્થ ઈ. સ. ૧૨૫૫મા પૂરો કર્યો."

આમ મૂળ ગ્રંથ જાતે તપાસી નિર્ણય કર્યા વિના અનેક લેખકોએ એકબીજાના ઉલ્લેખો જોઈ પરંપરાએ એ ભૂલ ચાલુ કાયમ રાખી છે. ને. ના. શ્રી. સરકાર મહારાજા **સયાજીરાવ** ગાયકવાડ એમની આજ્ઞાથી સસ્કૃત **દ્વયા**શ્રય મહાકાવ્યનુ ગૂજરાતીમા ભાષાતર (વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી વિ. સં. ૧૯૪૯મા પ્રગટ થયેલ) કરનાર **મ**ણિલાલ નભુભાઈ **દ્વિ**વેદીએ **દ્વયા**શ્રયનો સાર દર્શાવ્યા પછી વિશેષાવલોકન (પૃ. ૩૦)માં આ ભૂલ સુધારવા નીચે જણાવેલ ઉલ્લેખથી કંઈક અંશે પ્રયાસ કર્યો છે

"એની ટીકા કોઈ **અ**ભયતિલકગણિ નામના જૈન સાધુએ લખી છે, તે બહુ ઉપયોગી છે. ફાર્બસ સાહેબ આ **અ**ભયતિલકગણીને બદલે **લેશા**ભયતિલકગણી એવુ નામ આપે છે ને તેને અપૂર્ણ રહેલા **દ્વયા**શ્રયનો પૂર્ણ કરનાર જણાવે છે. તથા ટીકાકાર તો કોઈ **લ**ક્ષ્મીતિલક નામે બીજો જ જણાવે છે. **દ્વયા**શ્રયની જે પ્રતિ મારી આગળ છે, તેમાથી આવી કશી વાત નીકળતી નથી, તેમા તો જેને હુ ટીકા કહુ છુ, તેને વૃત્તિ કહેલી છે, ને પ્રતિસર્ગે આ પ્રમાણે સમાપ્તિ કરેલી છે.

"इति श्रीजिनेश्वरसूरिशिष्यलेशाभयतिलकगणि-विरचितायां श्रीसिद्धहेम-चन्द्राभिधान-शब्दानुशासन-द्वयाश्रयवृत्तौ"

ઈત્યાદિ. **અ**ભયતિલકગણી, તે **જિ**નેશ્વરસૂરિનો શિષ્ય એમ આમાથી જણાય છે ને શિષ્યલેશ એ ઉપનામ ચરણરજ જેવુ નમ્રતાવાચક શિષ્ય એ અર્થનું જ બોધક છે. આ નામને બરાબર ન જોવાથી **લેશા**ભયતિલકગણી એવુ ભ્રમયુક્ત વાચ્યુ હોય-એમ ધારું છુ."

તથા મુંબઈ સરકારી સિરીઝમાં ઈ. સ. ૧૯૨૧મા પ્રકટ થયેલ સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યના સંસ્કૃત પ્રસ્તાવમા શ્રીયુત પં. દત્તાત્રેય શર્માએ રાવબહાદુર મ. વિ. કાથવટેના ઉપર દર્શાવેલ ' ભરતખંડાચા પ્રાચીન ઇતિહાસ 'નો ઉલ્લેખ ટાંકી સંસ્કૃતમા પોતાનો અભિપ્રાય સૂચવ્યો છે કે

' દ્વયાશ્રય મહાકાવ્ય પૂરું જ હેમચંદ્રે રચ્યું અને વૃત્તિ તો અભય-તિલકગણિએ રચી એમ મને જણાય છે અને તેના સમર્થનમાં દ્વયાશ્રય-ના ૧૭મા સર્ગના ૪૨મા શ્લોકની વૃત્તિમા વૃત્તિકારે મૂલકારથી બતાવેલ પોતાનો ભેદ, વૃત્તિકારે પ્રાન્તમા દર્શાવેલ પોતાનુ માત્ર વૃત્તિકારપણું વગેરે સ્પષ્ટ ટાંકયું છે.'

આવી રીતે ભ્રમ-નિવારણ માટે પ્રયાસ થયો હોવા છતાં સાક્ષરોનું લક્ષ્ય એ તરફ ખેંચાયું નથી, તેથી અમે પણ અમારો સપ્રમાણ અભિપ્રાય દર્શાવી નમ્રતાપૂર્વક ઇતિહાસ-લેખક વિદ્વજ્જનોનુ ખાસ કરી તે તે ગ્રંથોના ભાષાંતરકર્તા, સંપાદક, પ્રકાશક મહાશયોનુ લક્ષ્ય ખેંચી એ પરંપરાગત સ્ખલનાને સુધારી પ્રસિદ્ધ કરવા તેમને સૌજન્યથી સૂચવીએ છીએ.

ફાર્બસ સાહેબને સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યની ટીકાની પ્રાંત પ્રશસ્તિવાળી શુદ્ધ પ્રતિ પ્રાપ્ત નહિ થઇ શકી હોય તેથી તે વાચવામા ભ્રમ થવાથી અથવા તેનો અર્થ બરાબર નહિ સમજી શકવાથી તેવો આશય દર્શાવ્યો હશે આજે તેઓ સાહેબ વિદ્યમાન હોત તો અવશ્ય પોતાની ભૂલ સમજી સુધારત વૃત્તિકાર અભયતિલકગણિ પોતાને હેમચન્દ્રા-ચાર્યના સંસ્કૃત દ્વયાશ્રયના વિવૃતિકાર, વૃત્તિકાર કે ટીકાકાર તરીકે જ ઓળખાવે છે, મૂલ દ્વયાશ્રયના કર્તા તરીકે કે હેમચંદ્રાચાર્યના અપૂર્ણ ભાગના પૂર્ણ કરનાર તરીકે કયાય ઓળખાવતા નથી. વૃત્તિને અંતે ૧૫ શ્લોકોની જે પ્રશસ્તિ અભયતિલકગણિએ દર્શાવી છે, તેના ૧, ૧૨, ૧૩

એ ત્રણ શ્લોકોનો બરાબર અર્થ ન સમજવાથી તેવો ભ્રાંતિયુક્ત ઉલ્લેખ કર્યો જણાય છે. વાસ્તવિક રીતે તેનો અર્થ આ પ્રમાણે થઈ શકે: " અતિ વિમલ વિશાલ **ચાંદ્ર**કુલમાં શ્રીવર્ધમાનાચાર્યના શિષ્ય **જિનેશ્વરસૂરિ** દ્વિજપતિ ( જાતિથી બ્રાહ્મણ હોવાથી, પક્ષે ચન્દ્ર ) થયા, જેમણે ગુજરાતની ભૂમિમા ( **પાટણ**મા ) **દુર્લભરાજ**ની સભામા વસતિમાર્ગનો પ્રકાશ કરી ( ચૈત્યવાસીઓને વાદમા જિતી ) સાધુઓને સારો વિહાર કરનાર કર્યા હતા." વૃત્તિકાર **અભયતિલકગણિ**એ ત્યારપછીના દસ શ્લોકોમા પોતાની ગુરુપરંપરા દર્શાવી છે, તેને આવા વંશક્રમમાં ગોઠવી શકાય:

( **ચાંદ્ર**કુલ )
વર્ધમાનસૂરિ
|
જિનેશ્વરસૂરિ
[ દુર્લભરાજની સભામા વસતિમાર્ગ–પ્રકાશક ]
|

જિનચંદ્રસૂરિ
[ સંવેગરંગશાલા રચનાર ]

અભયદેવસૂરિ
[ સ્તમ્ભનમા પાર્શ્વપ્રભુના પ્રતિષ્ઠાપક, નવાઙ્ગવૃત્તિકાર ]
|
જિનવલ્લભસૂરિ
|
જિનદત્તસૂરિ
|
જિનચંદ્રસૂરિ
|
જિનપતિસૂરિ
|
**જિનેશ્વરસૂરિ**
|

જિનચન્દ્ર | બુદ્ધિ-સાગર | અમર-કીર્તિ | પં પૂર્ણ-કલશ-ગણિ | પ્રબોધ-ચંદ્ર-ગણિ | લક્ષ્મી-તિલક-ગણિ | પ્રમોદમૂર્તિ | અભય-તિલક-ગણિ

દરેક સર્ગની વૃત્તિના પ્રાન્તલેખમા પોતાને જિનેશ્વરસૂરિના શિષ્યલેશ તરીકે ઓળખાવવામા પોતે તેમના અનેક શિષ્યોમા નમ્રશિષ્ય તરીકે હતા–એમ સૂચિત કરવાનો અને પોતાની લઘુતા–નમ્રતા દર્શાવવાનો વૃત્તિકારનો હેતુ કલ્પી શકાય. ૧૧ થી ૧૪ શ્લોકમા વૃત્તિકારે જણાવ્યું છે કે "તે સુગુરુ(જિનેશ્વરસૂરિ)ના આદેશથી મુનિ **અભયતિલક**ગણિએ પોતાના મતિવૈભવના અનુસારે સકર્ણ–પ્રાજ્ઞજનોના કાનને ઉત્સવ–આનંદ આપે તેવી આ **વિવૃતિ** (વિવરણ) રચેલ છે. સર્વ વિદ્યાઓમાં પ્રવીણ, વિકલતા વિનાની કવિતા–ક્રીડાના ક્રીડાગૃહરૂપ, કીર્તિવડે સમુદ્રના પારગામી, ત્રણ ભુવનના જનો પર ઉપકાર કરવાના નિયમવાળા, **લક્ષ્મીતિલક** કવિરૂપી સૂર્ય, કે જેઓ સમગ્ર ગ્રંથસમૂહમા મ્હારા ગુરુ છે અને આ[1] **દ્વયાશ્રય**મા તો વિશેષે કરીને પ્રકૃષ્ટ ગુરુ છે, તેમણે આ ટીકાને સારી રીતે શુદ્ધ કરી છે. વિ. સં. ૧૩૧૨માં **પ્રહ્લાદનપત્તન** (**પાલણપુર**)મા દીવાળીના શુભ દિવસે આ ટીકા પૂર્ણ[2] થઈ.

૧ "श्रीपार्श्वनाथ–जिनदत्तगुरु–प्रसादा–दास्यते रमसतोऽल्पधियापि किञ्चित्।
श्रीहेमचन्द्रकृतसंस्कृतदुर्गमार्य—श्रीद्व्याश्रयस्य विवृतिः स्व–परोपकृत्यै ॥"

સં દ્વયા. વૃ પ્રારભ શ્લોક ૪ (મુંબઈ સરકારી સીરિઝમા ઈ સ. ૧૯૧૫માં પ્રકાશિત)

૨ "सुगुरोस्तस्यादेशात् सकर्णकर्णोत्सवं विवृतिमेताम्।
स्वमतिविभवानुसारान्मुनिर्व्यधादभयतिलकगणिः॥
आम्नाती सर्वविद्यास्वविकल–कविताकेलिकेलीनिवासः,
कीर्त्याब्धेः पारदृश्वा त्रिभुवनजनतोपक्रियास्वात्तदीक्षः ।
निःशेषग्रन्थसार्थे मम गुरुरिह तु द्व्याश्रयेऽतिप्रकामं,
टीकामेतां स लक्ष्मीतिलककविरविः शोधयामास सम्यक् ॥
अब्दे द्वादशभिस्त्रयोदशशते श्रीविक्रमाद्देऽत्रिय।
श्रीप्रह्लादनपत्तने शुभदिने दीपोत्सवेऽपूर्यत ॥"

સંસ્કૃત દ્વયાશ્રયટીકા (મુંબઈ સરકારી સીરિઝમા ઈ સ ૧૯૨૧મા પ્રકાશિત પ્રાંત શ્લોક ૧૧–૧૩)

આ વૃત્તિનું પ્રમાણ ૧૭૫૭૪ સત્તર હજાર, પાચસો ને ચુંમોતેર શ્લોકોનું નિશ્ચિત કરેલું છે."

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના સિદ્ધહેમશબ્દાનુશાસનના સાત અધ્યાયના દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણ-પ્રયોગો દર્શાવતુ, અને શબ્દાનુશાસનના વિશેષ હેતુભૂત સિદ્ધરાજ જયસિંહના વંશ-કીર્તનને કરતુ વીશ સર્ગનુ એ સંસ્કૃત **દ્વયા**શ્રય મહાકાવ્ય અપૂર્ણ તો નથી મૂક્યુ, પરતુ તેથી આગળ આઠમા અધ્યાયના પણ દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણ-પ્રયોગો સમજાવતું, કુમારપાલચરિત પ્રતિપાદન કરતુ આઠ સર્ગનું પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્ય પણ પૂર્ણ રચેલ છે. જે પૂર્ણકલશગણિ (અભયતિલકગણિના સતીર્થ્ય ગુરુબંધુ)ની વિ. સં. ૧૩૦૭માં રચાયેલી વૃત્તિ સાથે મુબઈ સરકારી સીરિઝમાં ઈ સ. ૧૯૦૦મા સુપ્રસિદ્ધ થયેલ છે. કમભાગ્યે ફાર્બસ સાહેબ, મ. ન. દ્વિવેદી વગેરેને આ પ્રાકૃત દ્વયાશ્રયના દર્શન થયા જણાતાં નથી. દ્વયાશ્રયના પ્રારંભનો ઉપર્યુક્ત લેખકોએ દર્શાવેલ સમય પણ કાલ્પનિક જણાય છે, પ્રામાણિક જણાતો નથી.

શ્રીમદ્ હેમચદ્રાચાર્યે પોતાના ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત મહાકાવ્યની પ્રાંત પ્રશસ્તિમા પોતાની દ્વયાશ્રય કૃતિનો પણ ઉલ્લેખ કુમારપાલ ભૂપાલની ઉક્તિરૂપે પ્રકટ કર્યો છે

"અસ્મત્પૂર્વજસિદ્ધરાજનૃપતેર્ભક્તિસ્પૃશો યાચ્ઞયા,
સાઙ્ગ વ્યાકરણં સવૃત્તિ સુગમ ચક્રુર્ભવન્તઃ પુરા।
મદ્ધેતોરથ યોગશાસ્ત્રમમલ લોકાય ચ દ્વયાશ્રય-
છન્દોઽલઙ્કૃતિ-નામસઙ્ગ્રહ મુખાન્યન્યાનિ શાસ્ત્રાણ્યપિ ॥"

ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦મું (જૈનધર્મપ્રસારક સભા, ભાવનગરથી પ્રકાશિત).

ગુર્જરેશ્વર **વીસલદેવ**ના રાજ્ય[1]કાલમા વિ. સં. ૧૩૧૨ની દીવાળી-ના દિવસે **ખંભાત**મા **ચન્દ્રતિલક** ઉપાધ્યાયે (**અભયતિલકગણિ**ના સતીર્થ્ય ગુરુબંધુએ) વિસ્તૃત સં. **અભયકુમાર-ચરિત્ર** રચી પૂર્ણ કર્યું હતુ, તેનુ સંશોધન પૂર્વોક્ત **લક્ષ્મીતિલકગણિ** અને પ્રસ્તુત **અભય-તિલકગણિ**એ કર્યું હતુ. **ચંદ્રતિલકો**પાધ્યાયે ત્યા જણાવ્યુ છે કે

> "**द्व्याश्रयटीका**कारी द्विव्याकरण सुदृष्ट-साहित्य ।
> सुकविरभयतिलकगणिरचाशोधयतामिदं शास्त्रम् ॥"

અભયકુમારચરિત્ર (હી. હં. જામનગરથી પ્રકાશિત)

અર્થાત્ **દ્વ્યાશ્રય**ના ટીકાકાર, બે વ્યાકરણ (સંસ્કૃત-પ્રાકૃત)ના જ્ઞાતા, જેમણે સાહિત્ય સારી રીતે જોયેલું છે, તે સુકવિ **અભયતિલક-ગણિ**એ (**લક્ષ્મીતિલકગણિ** સાથે) આ શાસ્ત્ર (**અભયકુમાર-ચરિત્ર**) શુદ્ધ કર્યું હતુ.

[2]બૃહટ્ટિપ્પનિકાકાર પણ અમારા કથનને પુષ્ટ કરે છે. આ સિવાય બીજાં પણ અનેક પ્રમાણો આપી શકાય, પરંતુ ઉપર દર્શાવેલ પ્રમાણો-થી પણ સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે-**સંસ્કૃત દ્વ્યાશ્રય મહાકાવ્ય હેમચંદ્રાચાર્યે જ પૂર્ણ રચેલ છે, તેની ટીકા જ પ્રસ્તુત અભયતિલકગણિએ વિ. સં. ૧૩૧૨ની દીવાળીમાં પાલણ-પુરમાં પૂર્ણ કરી હતી અને એ ટીકાનું જ સંશોધન લક્ષ્મી-**

૧ "श्रीमद्वीसलदेवगूर्जरधराधीशेऽधिपे भूभुजा,
पृथ्वीं पालयति प्रतापतपने श्रीस्तम्भतीर्थे पुरे ।
चक्षु-शीतकर-त्रयोदशमिते संवत्सरे वैक्रमे,
काव्य मन्यतम समर्थितमिद दीपोत्सवे वासरे ॥"

**અભયકુમારચરિત્ર** (પ્રશ શ્લોક ૪૭)

૨ 'श्रीद्व्याश्रयमहाकाव्य श्रीहेमसूरीयं २० सर्ग सस्कृत २८२८-३०२८ द्व्या-श्रय-काव्यपाद २८ वृत्ति १३१२ वर्षे खरतर-अभयतिलकीया १७५७४'

બૃહટ્ટિપ્પનિકા.

**તિલકગણિએ કર્યું હતું. દ્વયાશ્રય મૂલ કાવ્યમાં તેઓએ કંઈ સુધારો-વધારો કે ફેરફાર કર્યો નથી. ટીકાકારનું નામ અભય-તિલકગણિ એ જ બરાબર છે, એ સિવાયનાં નામ યુક્ત નથી.**

અભયતિલકગણિની અન્ય કૃતિ '**ન્યાયાલંકાર**' નામની **પંચ**-પ્રસ્થાન ન્યાયમહાતર્કની વિષમપદ-વ્યાખ્યા **જેસલમેરના** જૈનગ્રંથભંડારમાં વિદ્યમાન છે, જેનો નામનિર્દેશ ગુણરત્નસૂરિએ (વિ. સં. ૧૪૬૬માં) **ષડ્દર્શનસમુચ્ચયવૃત્તિમાં** અને **બૃહટ્ટિપ્પનિકાકારે** પણ કર્યો છે. **ન્યાય**-સૂત્રની **શ્રીકંઠની** વૃત્તિ પર ટિપ્પનરૂપ આ વ્યાખ્યાનો આદ્યંત ભાગ **જેસલમેર**-જૈન ભાં૦ ગ્રંથસૂચી (પૃ. ૪૭–૪૮)માં અમે દર્શાવ્યો છે. તેના અંતમાં પણ વૃત્તિકાર **અભયતિલકગણિએ લક્ષ્મીતિલક** ઉપાધ્યાય નામના પોતાના વિદ્યાગુરુની પ્રશંસા કરી કૃતજ્ઞતા પ્રદર્શિત કરી છે. આ વ્યાખ્યાનું સંશોધન પણ ઉપર્યુક્ત **લક્ષ્મીતિલક** ઉપાધ્યાયે કર્યું હતું. પ્રાંત પ્રશસ્તિમાં ગુરુ-પરંપરા દર્શાવતાં આ વૃત્તિને વૃત્તિકારે પોતાના ગુરુ **જિનેશ્વરસૂરિના** પ્રસાદરૂપ સૂચવી છે. દરેક (પાંચ) અધ્યાયના અંતમાં

"इति युगप्रवान-श्रीजिनेश्वरसूरि-शिष्यलेश-श्रीअभयतिलकोपाध्याय-निर्मितायां"

ઇત્યાદિ ઉલ્લેખ જોવામાં આવે છે. રચના-સમય દર્શાવ્યો નથી, પરંતુ વિ. સં. ૧૩૧૨ પછી આ રચના કરી હશે–એમ અનુમાન થાય છે.

વ્યાકરણ, કાવ્ય, કોશ, સાહિત્ય, ન્યાયશાસ્ત્રાદિમાં પ્રવીણ આવા એક પ્રૌઢ પ્રાજ્ઞ પુરુષની પ્રાચીન ગૂજરાતી ભાષાની '**વીરરાસ**' નામની કૃતિ લઘુ છતાં વિશેષ ગૌરવપાત્ર છે. આ રાસ ભાષાશાસ્ત્રીઓને ઉપયોગી થઈ પડે તેમ છે, એટલું જ નહિ, ઇતિહાસની દૃષ્ટિએ પણ અતિ મહત્ત્વ-નો છે. **ભીમપલ્લીમાં** મહારાણા **મંડલિકના** આદેશથી **ભુવનપાલશાહે**

કરાવેલ વિધિચૈત્ય કે જેનું અપરનામ '**મંડલિક-વિહાર**' પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતુ, **સીલણ** દંડનાયકના સમયમા વિ. સં. ૧૩૧૭મા વૈશાખ શુકલ દશમીએ (**વીર** પ્રભુના કેવલજ્ઞાનના દિવસે) તેમા **વીર**-પ્રભુની પ્રતિમાની તથા તે **વીર**-વિધિભવન પર સુવર્ણમય ધ્વજાદંડ, કલશની પ્રતિષ્ઠા **જિનેશ્વરસૂરિ**(રાસકાર **અભયતિલકગણિ**ના ગુરુ)એ કરી હતી. એ મહોત્સવની પ્રત્યક્ષ જોયેલ ઘટનાનું કવિએ રાસના રૂપમા વર્ણન કર્યું છે.

**અભયતિલકગણિ** શ્રી**પાર્શ્વ**નાથ અને પોતાના પૂર્વજ શ્રી**જિનદત્ત**-ગુરુ(બડાદાદા)ના પરમ ઉપાસક જણાય છે, કારણ કે તેમણે જેમ **દ્વયાશ્રય**વૃત્તિના પ્રારંભ-પ્રાતમા અને **ન્યાયાલંકાર**-વ્યાખ્યાના આરંભ-માં તેમનું મંગલાચરણ તરીકે સ્મરણ કર્યું છે, તેમ આ '**વીર**-રાસ' નામની લઘુકૃતિના પ્રારંભમા પણ પોતાની કૃતિના અભિજ્ઞાન તરીકે શ્રી**પાર્શ્વ**નાથ અને **જિનદત્ત**ના પાદ-પદ્મને કરેલ પ્રણામ જોવામા આવે છે

**અભયતિલકગણિ**એ રચેલી એક પ્રશસ્તિ **જેસલમેર**-ભંડારમા છે. (જુઓ જે. ભા. સૂચી પૃ. ૩૬, નં ૨૮૯) જે પ્રશસ્તિવાળી ઉપદેશ-માલા-બૃહદ્‌વૃત્તિની પુસ્તિકા પૂર્વોક્ત **જિનેશ્વરસૂરિ**ને સમર્પિત થઈ હતી.

## અભયતિલકગણિના ગુરુબંધુઓ

**અભયતિલકગણિ**ને ઉપાધ્યાયપદ ક્યારે પ્રાપ્ત થયુ ? તે સંબંધમા જાણી શકાયુ નથી. **અભયતિલકગણિ**એ **હૈમ**-દ્વયાશ્રયવૃત્તિના અંતમા (શ્લો ૧૦મા) પોતાના સતીર્થ્ય સાત ગુરુબંધુઓ (જિનેશ્વરસૂરિના શિષ્યો)ના નામો આ પ્રમાણે જણાવ્યા છે ૧ **જિનરત્નસૂરિ**,

૧ **જિનદત્તસૂરિ**ના પરિચય માટે '**અપભ્રંશકાવ્યત્રયી**' (ગાયકવાડ ઓ. સિરિઝ દ્વારા પ્રકાશિત)ની અમારી ભૂમિકા જોવી.

૨ **બુદ્ધિસાગર**, ૩ **અમરકીર્તિ**, ૪ **પૂર્ણકલશગણિ**, ૫ **પ્રબોધચંદ્ર-ગણિ**, ૬ **લક્ષ્મીતિલકગણિ** અને ૭ **પ્રમોદમૂર્તિ**.

આમાથી **બુદ્ધિસાગર**, **અમરકીર્તિ** અને **પ્રમોદમૂર્તિ** એ ત્રણના સંબંધમા વિશેષ જાણવામા આવ્યું નથી, પણ એ સિવાયના ચાર અને બીજા દશ નવીન જાણવામા આવ્યા છે; તે પ્રૌઢ વિદ્વાનોનો ટૂંક પરિચય અહી ઉપયુક્ત ગણી આપવામા આવે છે.

(૨) **જિનરત્નસૂરિ** લક્ષ્મીતિલક ઉપાધ્યાય, પૂર્ણકલશગણિ વગેરેના વિદ્યાગુરુ, **લી**લાવતીસાર–મહાકાવ્ય વગેરેના કર્તા.

(૩) **કનકચંદ્ર** વિ. સં. ૧૨૯૫મા સુમતિગણિની ગણધર-સાર્ધશતક–બૃહદ્વૃત્તિને પ્રથમાદર્શમા લખનાર.

(૪) **પૂર્ણકલશગણિ** વિ. સ. ૧૩૦૭મા હૈમપ્રાકૃતદ્વયાશ્રય–વૃત્તિ રચનાર.

(૫) **લક્ષ્મીતિલક ઉપાધ્યાય** અભયતિલકગણિ વગેરેના વિદ્યાગુરુ, વિ. સ. ૧૩૦૭મા રચાયેલી પૂર્ણકલશગણિની હૈમ પ્રા દ્વયા. વૃત્તિ, વિ. સં. ૧૩૧૨મા રચાયેલી અભયતિલકગણિની હૈમ સં. દ્વયા. વૃત્તિ, ન્યાયાલંકાર–વૃત્તિ, વિ સં. ૧૩૧૨મા રચાયેલ ચંદ્રતિલક ઉપાધ્યાયનુ અભયકુમારચરિત્ર, વિ. સ. ૧૩૨૨મા રચાયેલી ધર્મતિલક-મુનિની જિનવલ્લભીય અજિતશાતિસ્તવ–વૃત્તિ, વિ. સં. ૧૩૨૮મા રચાયેલ પ્રબોધમૂર્તિનો કાતંત્રદુર્ગપદ–પ્રબોધ વગેરેના સંશોધક અને વિ. સં. ૧૩૧૧મા પ્રત્યેકબુદ્ધ–ચરિત્ર વગેરેના કર્તા.

(૬) **ચંદ્રતિલક ઉપાધ્યાય** વિ. સં. ૧૩૧૨મા અભયકુમાર–ચરિત્ર વગેરે રચનાર.

(૭) **ધર્મતિલક** જિનવલ્લભસૂરિરચિત અજિતશાતિસ્તવની વિ સ. ૧૩૨૨મા વૃત્તિ રચનાર

